શું સચ્ચાઈ અને હકીકત છે?

# ગેબી દુન્યાની

۷۸۶

| ۵۰ | ۵۳ | ۵۶ | ۴۲ |
|---|---|---|---|
| ۵۵ | ۴۳ | ۴۹ | ۵۴ |
| ۴۴ | ۵۸ | ۵۱ | ۴۸ |
| ۵۲ | ۴۷ | ۴۵ | ۵۷ |

**Writer & Publisher**
**Usman Umar Nana Surati**



## શું સચ્ચાઈ અને હકીકત છે?

# ગેબી દુન્યાની



The author desires that this book may be
read thoroughly from beginning to end
and remember Thanks.
The book is published with the consent of author.

Writer & Publisher
**Usman Umar Nana Surati**

લેખક અને પબ્લીશર ચાહે છે કે,

આ કિતાબને પહેલેથી છેલ્લે સુધી ધ્યાનપૂર્વક વાંચી યાદ રાખવામાં આવે

આજ એની કિંમત છે...

Printed & Design By : **Mercury [illegible]**
7/206, Vakharoli Street,
Rander, Surat - 395 005.
Mobile : 98259 31109, 93776 06699
E-mail : mansoor73@indiatimes.com

*Writer & Publisher :*
*OSMAN OMAR NANA SURATI*
*P.O. Box No. 1759*
*Avali Talea Road,*
*Madina Munavvarah,*
*Saudi Arebia.*
*Phone : 009664-8373162*
*Mobile : 00966502778396*
*website : www.truthofthisworld.org*

# અનુક્રમણિકા



# અભિપ્રાય

આ કિતાબ જેનુ નામ શું હકિકત છે ગેબી અને અદ્રશ્ય દુન્યાની છે. આ કિતાબમાં આ લેખકે તાવીજના વિશે જે કંઇ લખ્યું છે. એ આ પ્રમાણે છે. તાવીઝ ની હકીકત શું છે. કેવા તાવીજ જાઇઝ છે? અને કેવા તાવીઝ જાઇઝ નથી? અને કોની પાસેથી લેવા જોઇએ અને કોની પાસેથી ન લેવા જોઇએ? તાવીજ લેવા કેવા લોકો જાય છે. આ બાબતોનો વિસ્તારપૂર્વક ખુલાસો કરવામાં આવ્યો છે પ્રથમ આ વાતનો ઉલ્લેખ જરૂરી છે કે લેખક મદિના મુનવ્વરાહમાં વર્ષોથી રહે છે અને પાંચ પેઢીથી ત્યાંના વતની છે. સાઉદી ને શીલ છે અને તાવીજના વિશે ત્યાંનાં ઉલ્મા જે સખ્તી ના સાથે લોકો ને રોકે છે. એનું કારણ તાવીજના માર્ગથી જે લોકોને ગુમરાહ કરવામાં આવે છે અને ગેરમાર્ગે દોરવામાં આવે છે અને આ માર્ગેથી જે નાજાઇઝ અને હરામ કામ કરવા અથવા કરાવવામાં આવે છે. અહીંયા આ બધુ લેખકે જ્યારે જોયું અને અનુભવ્યુ તો લેખકને આમાંથી પ્રેરણા મળી છે લોકોને આ વિશે જાઇઝ અને સહીહ માર્ગદર્શન મળે એ હેતુથી આ કિતાબ એમણે લખી છે અને આ આજીઝને પૂરી કિતાબ વાંચી પોતાનો અભિપ્રાય રજુ કરવાની સઆદત હાંસિલ કરી રહ્યો છું.

પ્રથમ આ વાત યાદ રાખવી જોઇએ કે માણસ પર જ્યારે પણ કોઈ હાલત આવે અથવા કોઈ અણધારી મુસીબત આવે તો સૌપ્રથમ અલ્લાહથી રૂજુઅ અને ઇનાબત કરવામાં આવે ખુબ-ખુબ દુઆઓ માંગી

પોતાના ગુનાહોની માફી માંગવામાં આવે કેમ કે અલ્લાહ ફરમાવે છે કે તમને જે કંઈ તકલીફ પહોંચે છે તે તમારા આ'માલના કારણે જ છે! હવે આપણી આ આદત બની ગઇ છે જ્યારે તકલીફ પહોંચે છે ત્યારે જે કામ પ્રથમ કરવું જોઈએ એ કરતા નથી. (દા.ત. દુઆ, ગુનાહોની માફી, સદકો આપવો વિ.) પરંતુ આપણે કોઇ તાવીજ બનાવનાર પાસે દોડી જઈએ છીએ. સહાબાકિરામ (રદી.) પોતાની દરેક જરૂરતને નમાઝ વિ. થી હલ કરાવતા હતા. આ આપણા મા નહીવત છે માટે આ બાબત વિચારી અમલ કરવાની જરૂર છે.

(બીજીવાત આ જાણી લેવી જોઈએ કે અમુકવાર કોઈ હાલત આવે છે એનું કારણ અમે જે ઈબાદત કરીએ છીએ એ સહિહતરીકા ના મુતાબિક હોતી નથી. લેખકે આ વાતોને પણ વિસ્તાપૂર્વક રજૂ કરી છે અને નમાઝ ઈસ્તેખારો જકાત, હજ વિ. બાબત જણાવી છે.

ત્રીજીવાત એ છે કે આ કિતાબમાં લેખકે જે તાવીજ આપનાર અને લેનારનો વિરોધ કર્યો છે, એ લોકોથી કર્યો છે જે આ બાબત મા હરામ અથવા નાજાઈઝ કામો કરાવે છે અથવા કહે છે અથવા જે સહિહતરીકો છે એના વિરૂદ્ધ કરે છે (આવા લોકોનો વિરોધ કર્યો છે) દા.ત. સાધુ વિ.થી તાવીજ લેવા અથવા એવા લોકોથી લેવા જે ગેરૂલ્લાહથી મદદ તલબ કરતા હોય છે. (કેમકે તાવીજની એક કિસ્મ આ પણ છે) કોઈ જાનવર ઝબહ કરાવે છે વિ.

પરંતુ જે લોકો શરિઅત મુજબ ઈલાજ કરતા હોય છે અને સહિહ તરીકાથી કરતા હોય છે એવા લોકોથી કોઈ વિરોધ નથી. દા.ત. કુરઆની આયાત અને અસ્માએ હુસ્ના અથવા મસ્નુન દુઆઓ પડી દમ કરવું અથવા કુરઆનની આયાતો લખીને આપવી. આ બાબતો બિલ્કુલ જાઈઝ છે અને હદિષથી સાબિત છે, આ બાબતમાં કોઈ વિરોધ નથી.

અને લેખકે આ વાતની સ્પષ્ટતા કરી છે કે જાદુ અથવા જીન અથવા કોઈ આસેબી અસર વિ. જે કંઈ પણ હોય માણસ આના માટે જેવા

તેવા પાસે દોડાદોડી ન કરે. માણસ પોતે પણ પોતાનો ઈલાજ કરી શકે છે અને એનો તરીકો જણાવ્યો છે.

મે પોતે આ કિતાબ શરૂથી અંત સુધી વાંચી છે એમાં જે કંઈ મસાઈલ જણાવ્યા છે એ મારી જાણ મુજબ સાચા અને સહિહ છે અને જે કંઈ તાવીજ જાદુ આસેબ વિ.બાબત જણાવી છે. સહિહ છે અને કુરઆની આયાત વિ.થી ઈલાજ કરવું એ પણ અહાદિષથી સાબિત છે અને આ બાબતમાં જે કંઈ લખ્યું છે એનુ મઝમુન મારી દ્રષ્ટીએ સહિહ છે અને એને મારી પૂરી સંમતિ છે.

દુઆ ગુઝારૂ છુ કે અલ્લાહ કરીમ લેખકની આ મહેનતને કબુલ ફરમાવે અને આ પુસ્તિકાથી લોકોને સહિહ માર્ગદર્શન મળે અને આ કિતાબ હોય એનો અજર એમને અને એમની ઔલાદને બંને જહાનમાં આપે આમીન.... યા રબ્બુલ આલમીન

- મૌલવી ઈબ્રાહીમ ધોળકાવાલા

# પ્રસ્તાવના

આ કિતાબનું મથાળું શું સચ્ચાઈ અને હકીકત છે ગૈબી દુન્યાની. તે ગૈબી દુન્યા જેને આપણી આંખો જોઈ શકતી નથી જેમ કે જીન્ન, રૂહ (આત્મા) જેને આપણે જોઈ શકતા નથી. પણ આ હકીકત છે. એના માટે શું અકિદાઓ (માન્યતાઓ) હોવા જોઈએ. મૃત્યુ પામેલ મનુષ્ય અગર જો તે મુસ્લીમ છે તો તેના માટે અને તેની રૂહ (આત્મા) માટે દરેક મુસ્લીમે શું અકીદો રાખવો જોઈએ? અને કાફીરના મૃત્યુ પછી કાફીરની રૂહ (આત્મા) માટે દરેક મુસ્લીમનો શું અકીદો હોવો જોઈએ? આજ મુજબ પીરો અને નબીઓ કે સહાબા કે તાબેઈન કે તબે તાબેઈન કે શહીદો જેઓ પોતાની કબરોમાં કે દરગાહોમાં હોય છે તેઓનાં ઉર્સ વિષે દરેક મુસ્લીમે કેવા અકીદાઓ રાખવા જોઈએ. ઉર્સ કરવા જોઈએ કે નહીં ફુલ અને ચાદરો ચઢાવી જોઈએ કે નહીં? એમનાથી મન્નત માનવી જોઈએ કે નહીં? એમનાથી હાજતો માંગતી જોઈએ કે નહીં? આવી દરેક બાબતોનો સમાવેશ આકિતાબમાં લેખક વિસ્તારપૂર્વક જણાવે છે અને સહીહ અને ખરૂ માર્ગ દર્શન મળે એ હેતુથી આ કિતાબનું હેડીંગ (મથાળુ) (શું સચ્ચાઈ અને સાચી હકીકત છે અદ્રશ્ય અને ગૈબી દુન્યાની) આપવામાં આવી છે. કારણ કે લેખકે જાણ્યું અને અનુભવ્યું છે. સામાન્ય માણસથી લઈને મોટા આલીમ જેવાઓ પણ આ બાબતોમાં ગલત અકિદાઓ ધારણ કરે છે જે કારણથી કુફ્ર અને શિર્કનો ગંભીર ગુન્હાઓ અજાણતામાં કરી બેસે છે કારણ કે ઘણા આલીમો પણ લેખકે જોયા છે કે ગલત અકિદાઓ ધારણ કરે છે.

જેમ કે મદીના શરીફમાં રસુલુલ્લાહ સ.અ.વ.ની કબ્ર મુબારક સામે ઉભા રહી સલામ અર્ઝ કરતા ઘણા આલીમોને લેખકે સાંભળ્યા છે કે તેઓ રસુલુલ્લાહ સ.અ.વ.થી આ પ્રમાણે અર્ઝ કરતા હતા કે યા

રસુલુલ્લાહ મારા નાના દિકરાને ડોક્ટર બનાવજો. વચલા દિકરાને હાફીઝે કુર્આન કરજો અને મોટા દિકરાને દિનનો આલિમ બનાવજો અને મોટી દિકરી જે જવાન થઈ ચુકી છે તેના લગ્ન કોઈ સારા અને સુખી કુટુંબમાં કરજો. હવે શું આ પ્રમાણે રસુલુલ્લાહથી અર્ઝ કરવી સહીહ અને જાઈઝ તરીકો છે કે નહીં. તેની આ કિતાબમાં લેખક વિસ્તારપૂર્વક ખુલાસો આપે છે. લોકોને ખરૂ માર્ગદર્શન મળે એની આશા રાખે છે. બીજુ કે ઘણા મુસ્લિમ ઔરતો અને મર્દો તાવીજ બનાવનાર દિનના આલિમો પાસે જઈને તાવિજો લાવે છે કેટલી તાવિજો બાળે છે કેટલીને જમીનમાં દાટે છે તો કેટલી તાવીજો ઝાડ પર દોરીથી બાંધી લટકાવી હલાવે છે અને કેટલા તાવીજો ને ગળામાં અને જીસ્મના કોઈપણ અંગ સાથે બાંધે છે અથવા લટકાવે છે પરંતુ આવા તાવીજ આપનાર આલીમ અને તાવીજ લેનાર મર્દ અથવા ઓરત જાણે અજાણ્યા કુફ્ર અને શિર્ક સુધી પહોંચી જાય છે જેનું બન્નેને ભાન પણ હોતું નથી અને કુફ્ર અને શીર્ક જેવો ગંભીર ગુન્હો કરી બેસે છે.

જે કુફ્ર અને શીર્કનું હંમેશાનું ઠેકાણું જહન્નમ છે કારણ કે આ ગફલતમાં બન્ને પોતાનું ઈમાન અને દિન ગુમાવી બેસે છે તેનું તેઓને ભાન રહેતું નથી. કારણ કે જે તાવીજથી જીન્નની મદદ લેવામાં આવે છે અથવા જીન્ન પાસે કામ લેવામાં આવે છે. તો જીન્નથી મદદ લેવાના કારણથી ઘણીવાર કુફ્ર અને શીર્ક સુધી પહોંચી જવાય છે તેનાથી લેનાર આપનાર અમલ કરનાર કરાવનાર અજાણે કુફ્ર અને શીર્ક કરી જહન્નમ સુધી પહોંચી જાય છે. આવી રીત કઈ રીતે અને ક્યાં સુધી સહીહ છે અને કઈ રીતે ગલત છે અને શા કારણથી ગલત છે એ તાવીજ આપનાર આલીમ જાણે અજાણ્યે બેદરકારીથી ગલતી કરી કુફ્ર અને શીર્કનો ગંભીર ગુન્હો કરી બેસે છે.

બીજું કે ઘણા મુસ્લીમો પોતે મુસ્લીમ હોવા છતાં કાફીર સાધુઓ

પાસેથી તાવીજ અને ઈલાજ કરાવે છે તેઓ પોતાનું ઈમાન તરત જ ખોઈ બેસે છે. ઘણા નજુમીઓ પાસે પહોંચી જાય છે. આ નજુમીઓ સીતારાઓની ચાલ ઉપર વિશ્વાસ રાખતા હોય તેની પાસે આવેલ મુસ્લિમ સખ્સને ગલત બાબતો જણાવી તેના અકિદાઓ પણ ખરાબ કરી દે છે. આ સહુ બાબતો લેખકે આ કિતાબમાં વિસ્તારપૂર્વક જણાવી છે. જેથી વાંચકોને સહીહ માર્ગ દર્શન અને સહીહ ઈલ્મ મળે! તે માટે આ સહુ બાબતોનો ખુલાસો કર્યો છે. કારણ કે ઘણા કહેવાતા દિનનાં આલીમો અને દરગાહના મુંજાવરો લોકોને ક્યાં સુધી ગલત રસ્તે દોરી જાય છે અને કુફ્ર અને શીર્કની નોબત આવી જાય છે તે લોકો જાણી લ્યે. લેખક આ નાનકડી પુસ્તિકામાં તાવીજ બનાવનાર લોકો પર અને લેનાર પર જે બળાપો કાઢે છે અને ફક્ત એ લોકો પર જ છે જે શરિઅત વિરુદ્ધ આપતા લેતા હોય છે અને શરઈ તરીકાની વિરુદ્ધ કરતા હોય છે. અલબત્ત જે લોકો શરઈ તરીકાથી આપતા લેતા હોય છે એમનાથી લેખકને કોઈ જાતનો વિરોધ અને મતભેદ નથી. અને ઉપરોક્ત લોકો પર બળાપો કરવાનો કારણ એટલા માટે છે કે આ લોકો આવનાર માણસને સાચી વાત જે હોય તે બતાવતા નથી અને ધોકો આપતા હોય છે કેમ કે  તેઓ જાણતા જ નથી હોતા તો શું બતાવી શકવાના છે? આથી લોકોને ગેરમાર્ગે દોરે છે તેમજ આવા લોકોથી જ વિરોધ છે.



# જાદુ બરહક છે

(સુ.અલ. અ અરાફ ૧૧૬)

કુર્આન શરીફમાં અનેક જગ્યાઓ ઉપર સુ. બકરહ ૧૦૨ સિવાય લગભગ ૬૦ જગ્યાઓ ઉપર જાદુ વિષે આયતો આવી છે. આવી રીતે સહીહ બુખારી અને મુસ્લીમમાં પણ એનો ઉલ્લેખ છે. લબીદ બિન આસમ યહુદીનો આપ સ.અ.વ. પર જાદુ કરવાનો બનાવ પણ ટાંકવામાં આવ્યા છે. તમામ મુફસ્સીરીનનો ઈત્તફાક છે કે આખરી બે સુરતો નું નાઝીલ થવાનું કારણ જાદુનો ઈલાજ હતો. જાદુનું ઈલ્મ શીખવું કુર્આનની (સુ. બકરહ ૧૦૨ આયાત નં.)ની રૂએ કુફ્ર છે અને જાદુ કરવું સહીહ હદીષની રૂહથી હરામ અને કબીરો ગુન્હો છે. ઘણી હદીષોથી સાબિત થાય છે કે જાદુગરની સજા સજાએ મોત છે. (અબુ દાઉદ - તીરમીઝ)

અલ્લામા ઈબને કય્યીમ (રહ.)એ ઝાદુલ - મઆદમાં લખ્યું છે કેઅગર અલ્લાહના ઝિક્ર દુઆઓ અને મુઅવ્વઝાતથી મનુષ્યનો દિલ અન ઝુબાન તર રહે તો એના ઉપર જાદુનો અસર થઈ શકતો નથી. પરંતુ એની કોઈ કોતાહીથી જાદુનો અસર થઈ જાય તો અલ્લાહના ઝિક્ર અને મુઅવ્વઝાતથી ખત્મ કરી શકાય છે. ખાસ કરીને જાદુનો અસર એવા લોકો ઉપર થાય છે જેઓ દિલના કમજોર અને દિન અને તોહીદે

ઈલાહીથી કમઝોર તઅૂલ્લુક રાખવાવાળા હોય છે. ઝિક્ર અને દુઆ કરતા નથી હોતા. તેમજ મુઅવ્વઝાત પણ પઢતા હોતા નથી. આ કારણથી ઓરતો, બાળકો જાહીલો પર વધારે જલ્દી અસર કરે છે. અગર જો કોઈ માણસ પર જાદુ કરી દેવામાં આવે અને ઝિક્રે ઈલાહી અને વઝાઈફનો તર્ક કરવાથી (અથવા છોડી દેવાથી) કોઈના ઉપર જાદુ અસર દેખાડવા માંડે તો તેનો ઈલાજ બે રીતે થઈ શકે છે અને મુમકીન છે કે એક તો જાદુને જાદુથી જ ખત્મ કરવામાં આવે પરંતુ આ સખ્ત હરામ નાજાઈઝ અને કબીરો ગુન્હો છે અને એનો બીજો તરીકો શરીઅતની રૂએ જાઈઝ છે અને એની અમુક શરતો છે. બીજી એ કે જાદુવાળી વસ્તુ કાઢી એને ખત્મ અને બરબાદ કરવી જેથી જાદુનો અસર નીકળી જાય. (અ) પહેલી રીત એ છે કે જાદુવાળી ચીજની ખોજ કરવા માટે નબી સ.અ.વ.ની જેમ દુઆ કરે અને જાદુની ચીજ શોધવાની કોશીશ કરે. અલ્લાહ પોતાના ફઝલો કરમથી તલાશ અને ખોજ દરમ્યાન બેદારીની હાલતમાં અથવા ખ્વાબમાં જાદુની જગ્યા બતલાવી દેવામાં આવશે અને જ્યારે ખબર પડે કે આ જાદુવાળી ચીજો જેમ કે કપડા, વાળ, તાવીજ કે જાનવરના હાડકાઓ વિગેરે જ્યાં કંઈપણ દાટ્યા હોય, કુવામાં ફેંક્યા હોય ત્યાંથી કાઢી એનો નાશ અને ખત્મ કરવામાં આવે.

બીજી રીત એ છે કે જાદુના કારણે કોઈપણ જીન્ન સવાર થઈ ગયા હોય તો કુર્આનની ખાસ આયાતો પઢવાથી જરૂર હાજર થઈ જશે અને જ્યારે તે જીન્ન મરીઝની ઝુબાનથી બોલવા લાગે તો તેને પૂછવામાં આવે કે તેના જાદુગરે આ ચીજોને ક્યાં સંતાડી છે? અને તે તેની બતાવેલી જગ્યાથી કાઢી આ ચીજોને ખત્મ કરવામાં આવે. સુરએ આરાફ આયાત ૧૧૨થી ૧૧૭ સુરએ યુનુસ આયાત ૮૧ - ૮૨ અને સુરએ તાહા આયાત ૬૯ પઢે ને આ ચીજો કાગઝ માટી કપડા વિ.ને પાણીમાં પીગલાવી દઈ આ પાણી આમ રસ્તાથી દુર લઈ જઈ ને ઢોળી દેવામાં આવે. બીજુ કે જાદુના ઝરીએ શરીરમાં દાખલ થઈ ગયેલ જીન્ન ને કાઢવા માટેનો તરીકો (જાદુની એક કિસ્મ આપણ છે કે જાદુગર કોઈ

જીન્નને મરીજના શરીરમાં દાખલ કરી દે છે) આ જીન્ન મરીઝને સખ્ત તકલીફો પહોંચાડતો રહે છે. અગર કુર્આનની આયતો દુઆઓ અને દમના ઝરીએ જીન્નને મરીઝના શરીરમાંથી ભગાવવામાં કામ્યાબ થવાથી જાદુ ખત્મ થઈ શકે છે.

બીજો તરીકો એ છે કે જાદુના કારણે શરીરના જે હિસ્સા પર મરીઝને અઝિય્યત પહોંચતી હોય તે હિસ્સાથી ફસદ કરવાથી એટલે કે સેંગી વિગેરે લગાવી ખુન કાઢવાથી પણ ફાઈદો થઈ જાય છે. રસુલ સ.અ.વ.એ કહ્યું છે કે જેણે ચાંદની ૧૭ - ૧૯ - ૨૧ તારીખે સેંગી લગાવી પોતાનું ખરાબ કાળુ ખુન કાઢી નાંખ્યું તો તેને માટે હર બિમારીથી શિફા થઈ જાય છે. (અબુ દાઉદ તીરમીઝ) બુખારી અને મુસ્લીમની હદીષ મુજબ આપ સ.અ.વ. સેંગી લગાવ્યા કરતા હતા.

જાદુને ખતમ કરવા માટે ત્રીજો તરીકો અને ઈલાજ કુર્આની આયતો અને સુરતો ને પઢી દમ કરવો છે. (અ) પહેલો ઈલાજ અને દમ અઉઝુબિલ્લાહ બિસ્મીલ્લાહ પઢ્યા પછી આયતુલુકુરસી પઢવી અને પછી ફરી અઉઝુ બિલ્લાહ બિસ્મીલ્લાહ પુરા પઢ્યા પછી સુરમે કાફીરૂન અને સુરએ ઈખલાસ અને સુરએ ફલક અને સુરએ નાસ આ ચારેય કુલ શરીફ ત્રણ ત્રણ વાર પઢવું પછી સુરએ અસરાફ આયાત ૧૧૭ થી ૧૧૯ સુધી પઢવું પછી સુરએ યુનુસ આયાત ૭૯થી ૮૨ સુધી સુરએ તાહા ૬૩થી ૬૯ સુધી આ આયાતો પઢી પાણી પર દમ કરવું આ પાણી મરીઝને થોડું પીવડાવી બાકીથી તેને ગુસ્લ કરવા કહેવું જરૂરત મુજબ ત્રણવાર પાંચ વાર અથવા સાત વાર આ અમલ દોહરાવવું ઈ.અ. જાદુ ખત્મ થશે (તફસીર ફતહુલ બારી)

ઈબ્ને અલી હાતીમ અને અબ્દુલ શેખે લૈષબિત અબુ સલીમથી નકલ કર્યું છે કે મને આ જાણવા મળ્યું છે કે અગર કોઈ નીચે મુજબ આયાત પઢી પાણી પર દમ કરે અને મરીઝના માથા પર ઢોળી દે તો અલ્લાહના હુકમથી પત્નીથી દુર કરવા વાળો જાદુ અને બીજા જાદુથી પણ શીફા મળી જશે. ઈ. અ. - સુરએ બકરહ આયાત ૧- ૨ - સુરએ

યુનુસ આયાત ૮૧-૮૨ સુરએ આઅરાફ ૧૧૮થી ૧૨૨ સુરએ તાહા - ૬૯ - ૭૦

(બ) પત્નીથી અલગ થઈ ગયેલા પતિ માટે સુરએ ફુરકાનની આયાત ૨૩ને ઓછામાં ઓછા ૧૦૦ વાર મરીઝના બન્ને કાનમાં જોરથી પઢે.

(ક) ત્રીજો ઈલાજ અને દમ બોરડીના સાત પાતડા લઈ એને બે પથ્થરોથી ખુબ વાટી લીધા પછી પાણીના નાખે આ પાણી પર આયતુલ કુરસી ચારેય કુલ ત્રણ ત્રણ વાર પઢી દમ કરે પછી મરીઝને આ પાણી ત્રણ ઘુંટ પીવડાવી બાકી પાણીથી નવડાવી દેવામાં આવે તો કોઈપણ જાદુ તાવીજ પલીદાનો અસર દુર થઈ જશે. ઈ.અ. અગર કોઈ માણસને જાદુના ઝરીએ પત્નીના હક અદા કરવાથી વંચિત (રોકી) નાખવામાં આવ્યો હોય તો એના માટે પણ આ તરીકો અને નુસ્ખો ઘણો જ કામ્યાબ અને અકસીર સાબિત થયો છે.

(ખ) ચોથો ઈલાજ સુરએ બકરહની આખરી બે આયાતો અને ચારેય કુલ ત્રણ ત્રણ વાર પઢી મરીઝથી તકલીફવાળી જગ્યા પર દમ કરી જમણો હાથ ફેરવી દેવામાં આવે. આ દરેક ઈલાજ પછી મરીઝને દમ કરે ત્યારે ત્રણ ત્રણ વાર આ પ્રમાણે પઢે.... અસ્અલુલ્લા - હલ - અઝીમ રબ્બલ અરશલ અઝીમ અય યશફીયક (અબુદાઉદ)

(ઝ) મરીઝની તકલીફવાળી જગ્યા ઉપર પોતાનો જમણો હાથ મુકી બિસ્મીલ્લાહ પઢી ત્રણ વાર આ દુઆ પઢે અઉઝુ બિઈઝતિલ્લાહી બિકુદરતી - હી -મની શર્રી - મા - અજીદુ વઉહાઝિરુ (બુખારી)

## -: જીન્નાતના વિશે :-

જે ઘરોમાં જીન્નાતોનો બસેરો હોય અને તેનો અસર અને અલામત ઝાહેર થતી રહેતી હોય જેમ કે ઘરમાં રહેવાવાળાઓને ભુત શેતાન જેવી શકલો અને ભયાનક સુરતો અવાર નવાર દેખાતી હોય અથવા આગના

શોલાઓ ઉઠતા દેખાતા હોય કદી એક બે અને કદી અનેક શોલાઓ દેખાતા હોય અથવા ખાલી રૂમોમાંથી એકાએક ખોફનાક અવાજ આવતો હોય આવા દરેક મળતા જુલતા બનાવોથી અગણીત લોકો આવી હાલતોના શીકાર હોય છે. આનું કારણ આપણો પોતાનો જ કસુર હોય છે. દા.ત. નમાઝોનો ખ્યાલ ના રાખવો. ઈસ્લામી અહકામો તરછોડી દેવા કુર્આન પઢવું છોડી દેવું માલ હોવા છતાં હજ ઉમરહ ન કરવું. જકાત વાજીબ હોવા છતાં ઝકાત અદા ન કરવી અથવા પુરેપુરી અદા ન કરવી. ઘરમાં પત્ની તથા બચ્ચાઓને નમાઝની તાકીદ ન કરવી અને પોતે પણ ન પઢવી. નાના બાળકોને પેશાબ બરાબર સાફ ન કરવી અને ગફલત કરવી ઘરમાં કોઈ વ્યક્તિને શરાબની આદત હોય અને તે શરાબ પી સુઈ જતો હોય આજ ઘરના રહેવાવાળા ગમે ત્યાં ઉભા ઉભા પેશાબ કરતા હોય અને એના છાંટાઓથી બચતા ન હોય હંમેશા શરીર અને કપડા નાપાક રહેતા હોય આ વસ્તુ કબરના અઝાબનું પણ મુખ્ય કારણ છે. આવી બધી ગફલતો અને નેક આમાલને બહિષ્કાર કરવાથી અને ઝિના (વ્યાભિચાર) કરવો અથવા વ્યાજ ખાવો હલાલ હરામ રોઝી નો ખ્યાલ ન રાખવો. લાંચ - રૂશ્વત લેવી અથવા હરામના માલથી પોતે ખાવું અને પત્ની અને બાળકોને ખવાડવું. કુર્આન શીખવું અને તજવિદ અર્થભુલ વગર ખરા ઉચ્ચારથી પઢવું દરેક મુસ્લીમ પર ફર્જ છે. ઘણા લોકો કુર્આન પઢવું શીખતા જ નથી કે કુર્આન પઢતા પણ નથી. ઉંચી અભરાઈએ ચઢાવી દે છે. આવી બધી ગફલતોના કારણે અલ્લાહની રહમતો અને બરકતોથી દુર થઈ અને અલ્લાહના અઝાબ અને કહરથી નઝદીકી હાસલ કરતો જાય છે.

આ સહુ કારણોથી તેમજ દિનની સહીહ જાણકારી ન હોવાના કારણથી અને ઈલ્મેદીનની મહરૂમીના કારણથી અને જાણે અજાણ્યે શીર્ક અને કુફ્રના કામો કરવાથી રોઝી તંગ થઈ જાય છે અને પરેશાનીયોથી ઘેરાઈ જાય છે. જે કંઈપણ પરરેશાનીયો આવે છે એ આપણા જ ગુનાહો

અને ખતાઓનું પરિણામ હોય છે. આ સહુ કારણથી જયારે પણ શરકશ જીનો ઈન્સાનને તંગ કરવાનું શરૂ કરે અને ઈન્સાનના ગુનાહોના કારણ જ્યારે એનું દિલ કમઝોર હોય તો આવા જીનો મનુષ્યના શરીરમાં પ્રવેશ કરી એના દિમાગમાં ઘુસી ખરાબ વિચારો લાવતા રહે છે અને હંમેશા એ મનુષ્યને નિરાસ અને ક્રોધી અવસ્થામાં રાખે છે જેના શરીરમાં આવા શરકશ જીનો પ્રવેશે છે. તો તેના પોતાની બુદ્ધી બહેર મારી જાય છે. અહિંયા સુધી કે ક્રોધ અવસ્થામાં કોઈ માણસને મારી પણ નાખે તો એને જરા પણ ભાન રહેતું નથી. આ માટે સૌ પ્રથમ ઈસ્લામનાં આદર્શોનું પાલન કરવાનું હોય છે અને ઈસ્લામનાં અહકામ મુજબ જીવન વિતાવવું જોઈએ અને ઈસ્લામના અહકામ અનુસાર પોતાની તેમજ પોતાના કુટુંબની ઈસ્લાહ કરવી જોઈએ અને પોતાનું શરીર કપડા મકાન વિ. ખુબ જ પાક સાફ રાખવું જોઈએ. શરાબ પીને જે માણસ સુઈ જાય છે અથવા નાપાક અવસ્થામાં સુઈ જાય છે અથવા હરામ રોઝી ખાતો હોય છે એવા માણસની રૂહને શેતાન અથવા નાપાક કાફીર જીનો લઈને જંગલ વિગેરેમાં ભટકતો હોય છે અને દા.ત. એની રૂહને પાણીમાં ડુબકી મરાવે છે અથવા આગમાં નાખી દે છે અથવા પહાડ પરથી ફેંકી દેતા હોય છે વિ. અમલ આ જીનો અને શૈતાન કરે છે તો ઉપરોક્ત માણસોને એવા જ ખ્વાબ અન ખ્યાલ આવતા રહેતા હોય છે અને એમની રૂહને કોઈપણ રીતે સંતોષ અને ચેન પડતો હોતો નથી માટે અત્યંત જરૂરી છે કે ઉપરોક્ત દિનના કામોનું મજબુતીના સાથે પાલન કરવામાં આવે કપડા વિ. પાક - સાફ રાખે નમાઝ રોઝા તિલાવતનો ખુબ જ ખ્યાલ રાખે ઝકાત બરાબર પુરેપુરી અદા કરે હલાલ અને સુકુન વાળી રોજીને ભુખ્યા તરસ્યા અને અત્યંત હાજતમંદ માણસની જેમ તલાશ કરે અને રિશ્તેદારોના બરાબર હક અદા કરે અને અલ્લાહની કોઈપણ મખલુકને સતાવ્વાથી ખુબ જ પરહેજ કરે પછી અલ્લાહની મદદનો નઝરે નજરથી મુશાહદો કરે!!!

કેટલા એવા લોકો પણ છે જેઓ પોતાને ગૈબનું ઈલ્મ હોવાનો દાવો કરે છે પરંતુ હકીકતમાં ગૈબનું ઈલ્મ અલ્લાહ સિવાય કોઈના પાસે નથી જ્યારે કે નબીઓ પણ કહે છે કે ગૈબનો ઈલ્મ અમારી પાસે પણ નથી! તો પછી શું જાદુગરો પાસે અથવા કાફીરો પાસે અથવા જ્યોતિષ પાસે અથવા પીરો પાસે ગૈબનું ઈલ્મ કેવી રીતે હોઈ શકે છે? આ લોકો પાસે જવું અને તેઓની વાત પર વિશ્વાસ રાખવું અને જ્યોતિષો કંઈ પણ ભવિષ્યવાણી કરે એના પર વિશ્વાસ કરવું ઘણો જ સખત ગુનો છે.

જાદુ નઝરેબદ સાયો અને જીનના શરીઅત મુજબ ઈલાજ દમ વિ. માટે નીચે મુજબ ત્રણ શરતો હોવી જરૂરી છે;

(૧) એક એકે દમ કલામે પાક અથવા અસ્માએ હુસ્નામાંથી હોવું જોઈએ.

(૨) અરબી ઝુબાન અથવા કોઈ અગત્યની ઝુબાન હોય જેને કોઈપણ સમજી શકતો હોય.

(૩) આ વાતનો એઅતેકાદ અને ભરોસો હોય કે આ દમ અને ઝાળ ફુંક પોતાની જાતથી કોઈપણ શીફા તંદુરસ્ત આપી શકતું નથી અને કોઈપણ અસર રાખતો નથી પરંતુ જે કઈ તાસીર નફો શીફા પહોંચશે તે ફક્ત અલ્લાહની મરઝી અને અલ્લાહ તરફથી પહોંચશે.

જે દમ અને ઝાળફુંકમાં આ ત્રણેય શરતો મોજુદ હોય એના જાઈઝ હોવા પર આલીમોનો કોઈ મતભેદ નથી અને બધાનો એક જ મત છે. (ફતહુલ બારી)

અને આ વાત સારી રીતે જાણી લો અને યાદ રાખી લો કે કોઈપણ કાફીર જાદુગરથી ઈલાજ કરાવવું નાજાઈઝ અને હરામ છે કેમ કે જાદુ કરવાવાળાઓને અને કરાવવાવાળાને નબી સ.અ.વ.એ પોતાથી ઉમ્મતથી ખારી જ કરી નાખ્યો છે. આ પ્રમાણે કોઈપણ જ્યોતિષ અને કાહીન પાસે જવું અને તેનાથી ઈલાજ કરાવવું અને તેની વાતો પર

યકીન કરવું કુફ્ર કરવા બરાબર છે. એટલે મનુષ્ય ઈસ્લામનાં મેદાનથી બહાર ફેંકાઈ જાય છે અને કાફીર થઈ જાય થે. (અબુ દાઉદ)

ફરીશ્તાઓ અથવા જીનો અથવા નબીઓ કે સાલેહીન કે પીરોના નામથી પણ દમ કરવું અથવા તેઓના નામથી તાવીજો બનાવવી અથવા મદદ માંગવી શીર્ક અને નાજાઈઝ છે. આજકાલ દરેક જગ્યાએ જાદુગરો નજુમીઓ અને તાવીજ પલીદા કરવાવાળાઓનો કોઈ ટોટો નથી. આવા લોકો બીજા લોકોને બેવકૂફ બનાવી તેઓના ગજવાઓને તો ખાલી કરે જ છે પરંતુ બહુમુલ્ય ઈમાનની દોલત ને પણ લૂંટી લે છે આવા લોકોથી પોતાનું ઈમાન બચાવવું ઘણું જ જરૂરી છે. આવા લોકોને ઓળખવું અશક્ય નથી. તમે થોડી વાતો દિમાગમાં રાખી લો અને તે પછી જેના બારામા ખબર પડે કે આ લોકો આવું કરે છે તેઓને ઈમાનના શત્રુ સમજી લો.

પહેલુ એ કે મરીઝના માનું નામ પુછે.

બીજુ કે મરીઝનું કમીસ રૂમાલ અથવા કોઈ પણ કાપડ મંગાવે.

ત્રીજુ કે કોઈ એવું જાદુઈ મંત્ર બડબડાવે કે એની કોઈ ભાષા સમજમાં ન આવે અને કોઈ અર્થ ન નીકળે.

ચોથુ કે ઘરમાં અથવા કોઈ ખાસ જગ્યામાં દફન કરવા અથવા કુવામાં નાખવા માટે કોઈ તાવીજ આપે.

જે કોઈ આવી વસ્તુઓ તલબ કરે છે એ જરૂર ગૈરુલ્લાહ થી અને જીનોથી મદદ લે છે અને આવો શખ્શ જે પોતાને અલ્લાહનો વલી બતાવતો હશે અને પોતે પણ પોતાની ઝાતને ઘણો મોટો કરામતી સમજતો હશે અને તેની ભાષા આ પ્રમાણેની હશે કે આટલા દિવસમાં તમારૂ કામ ગેરંટી સાથે કરી આપીશ જેમ કે બે અવલાદને અવલાદથી નવાઝીશ અથવા તમારા છુપા દુશ્મનને પસ્ત ઝેર કરીશ રોઝીના તંગ થઈ ગયેલા દરવાજા ખોલી નાખીશ અને ધંધા - રોજગારમાં આજ પછી બરકત આવવા દઈશ આવી બધી વાતોનું ચેંલેજ કરનારની વાતોમાં સહુ

પ્રથમ તો તમને મોટાઈ અને તકબ્બુરનો આભાસ થશે અને સોથી મોટી અને ખાસ વાત તો આજ છે કે આ લોકો કુફ્ર અને શીર્ક કરતા રહીને કાફીર અને મુશ્રીક બની ગયેલા હોય છે અને તેમની પાસે આવનારને પણ કુફ્ર અને શીર્ક ના કામ કરાવી કાફીર અને મુશ્રીક બનાવતા રહેતા હોય છે.

ઈલાજ આવી રીતે થવો જોઈએ કે ઈલાજ કરનાર અને કરાવનાર બન્નેના અકીદાઓ દુરૂસ્ત હોય અને અમલ પણ સહીહ હોય અને એક અલ્લાહની ઝાત પર ભરપૂર તવક્કલ અને ભરોસો હોય અને ફક્ત કુર્આનની આયાતો અને અસ્માએ હુસ્નાથી ઈલાજ કરતો હોય આ પ્રમાણે હશે તો ઈ.સ. શીફા અને રહમતે ઈલાહી હાંસીલ થશે કારણ કે કુર્આન મોમીનો માટે શીફા અને રહમત છે જેથી કરીને તાવીજ પલીદાનો અસર અને જીન્નાત ભુત પલીદ આસેબ વિગેરેની અસર ખતમ થશે.

નબીએ કરીમ સ.અ.વ. એક આસેબ ઝદહ માણસ પર મુસલ્લત જીનને ધમકાવ્યો અને કહ્યું કે અઉઝ બિલ્લાહે મીનક ત્રણવાર કહ્યું હુ તારાથી અલ્લાહ પાસે પનાહ માંગુ છુ અને ત્રણ વાર કહ્યું હું અલ્લાહની તારા પર લાનત મોકલું છું અને જીનને કહ્યું કે, ઓ અલ્લાહના દુશ્મન નીકળી જાહું અલ્લાહનો રસુલ છું.

જીનને મુખાતબ થઈ આસેબ ઝદહ શખ્સના જીસ્મથી કાઢવા માટે આ તરીકો ઘણો જ બહેતર છે પરંતુ જ્યાં રસુલ્લાહ સ.અ.વ.એ અના રસુલુલ્લાહે કહ્યું ત્યાં આપણે અના અબ્દુલ્લાહ કહેવું જોઈએ એટલે કે આપણે આ પ્રમાણે કહી શકીએ.

ઈમામ અહમદ બિન હમ્બલ (રહ)એ જીન માટે પોતાના શાગીર્દ મારફતે આ પૈગામ લઈને મોકલ્યો કે નીકળી જાઓ નહીં તો લાકડીના સીત્તેર કોળા ખાવા તૈયાર થઈ જાઓ તો શરકશ જીન આ પૈગામ સાંભળી નીકળી ગયો.

નબી એ કરીમ સ.અ.વ.ના બતાવેલા આ તરીકાઓ ઉપરાંત તીબ્બે નબવી સ.અ.વ.ની દવાઓ પણ ઘણી જ મુફીદ અને અક્સીર

સાબિત થઈ છે. સુરએનહલ આયત નં. ૬૯માં અલ્લાહ તઆલાએ મધ ને શિફા ગણાવ્યું છે તેમ નબી સ.અ.વ. એ પણ મધને શીફા ગણાવ્યું છે. જેથી મરીઝને નહારમુહ નાખ કોઠે બે મોટા ચમચા ભરી મધ ખવડાવી દેવું અને રાત્રે સુતી વખતે અડધા ગ્લાસ ગરમ પાણીમાં એક ચમચો શહદ (મધ) નાખી પાણીને મીઠું કરી એના ઉપર (અનુભવી ઉલ્માના મત અનુસાર) પુરી સુરએ જીન પઢી દમ કરી મરીઝને પીવડાવી સુવડાવી દેવામાં આવે. ઈ.અ. એક સપ્તાહના આ અમલથી તાવીજ પલીતાનો ખરાબ અસર અથવા નઝરેબદ જીન ભુત પ્રેત આસેબ કે સાયો જેનો પણ અસર હશે તે ખત્મ થઈ જશે. (ઈ.અ.)

સહીહ બુખારીમા નબી એ કરીમ સ.અ.વ.એ હબ્બે સવદાઅ (કલુંજી)ને મોત સીવાય દરેક બીમારીથી શીફા ગણાવી છે. ઝૈતુનનું ઝાડ અને ફળ બન્નેવ ઘણા જ બરકતવંત છે. જેનો ઉલ્લેખ કુર્આનમાં ઘણી જ જગ્યાએ કરવામાં આવ્યો છે. ખાસ કરીને બૈયતુલ મુકદદસ (ફલસ્તીન)નું ઝૈતુન તો ઘણું જ બરકત વાળું છે. ઝૈતનનું ફળ ખાવું જોઈએ અને તેનું તેલ શરીર પર લગાડવું જોઈએ ઝૈતુનનું શાક અથવા અથાણા તરીકે ખાવું જોઈએ અને તેનાં તેલનો ઉપયોગ કરવાનો હુકમ ખુદ નબી સ.અ.વ. એ આપ્યો છે.

## અજવા ખજુર વિશે....

અઝવા ખજુર જે ખાસ મદીનહ મુનવ્વરાહનાં હોય તેમાંથી સાત ખજૂર નયડા કોઠે મરીઝને ખવડાવે અથવા કોઈ પણ ખજુર સાત દાણા ખવડાવે તેમજ મરીઝને આ જગતનું સહું થી અફઝલ અશરફ અને મુબારક પાણી ઝમઝમ પીવડાવે જે ઈરશાદે નબવી સ.અ.વ. મુજબ પાણી ગીઝા અર્થ ખોરાક પણ છે અને શીફા પણ છે.

એક હદીષ મુજબ ખુશુબ લગાડવું નબી સ.અ.વ.ને ખુબ જ પસંદીદા અમલ છે. તેને ફરીશતાઓ પણ પસંદ કરે છે અને જીન અને શૈતાન ખુશબુથી દુર ભાગે છે. આ ચીજોથી મધ કલુંજી - ઝૈતુન -

ઝમઝમનાં પાણીના ઝરીએ) રૂહાની માદ્દી અને તીબ્બી હર તરહનો ઈલાજ થઈ શકે છે.

બીજું ખાસ એ છે કે સદકો અને ખૈરાત બલાઓ દુર કરવાનું કારણ બને છે અને શીફાનો ઝરીઓ છે. એક સહીહ હદિષ મુજબ નબી સ.અ.વ સદકાના ઝરીઅએ ઈલાજ કરવાનો હુકમ આપ્યો છે. અર્થ ઈલાજ કરો તમારા મરીઝનો સદકાથી.

## અજવા ખજુરની ફઝીલત (વિશિષ્ટતા) :-

બિલાલ (રદી.) એ રસુલુલ્લાહ (સ.અ.વ.) પાસે આવી ફરીયાદ કરી કે યા રસુલુલ્લાહ (સ.અ.વ.) હું મદીના મુનવ્વરહના બજારમાં સવારથી ખજુરો લઈ વેચવા બેસું છું પણ મારા ખજુરો ખાસ કંઈ વેચાતા નથી. જ્યારે બીજા ખજુર વેચનારા સારો ધંધો કરી લે છે જ્યારે મારો માલ પડ્યો રહે છે. કદાચ એનું કારણ એ હશે કે હું શરીરે બિલ્કુલ કાળો છું અને શકલો સુરત પણ ખાસ નથી અને ખજુર પણ નાના નાના અને કાળા છે. રસુલુલ્લાહ (સ.અ.વ.)એ બિલાલ (રદી.) તરફ જોયું અને તેમનો રડમસ અને નિરાશજનક ચહેરો જોઈ બિલાલ (રદી.)ને હિંમત આપી કહ્યું કે આ તો મદિના મુનવ્વરાના સહુથી અફઝલ અને બરકતવંત ખજુર છે. બિલાલ તમે બજાર જાઓ અને આ ખજુર એમ પુકારી વેચો કે મદીનાના આ ખજુરો કોઈ પણ શખ્સ નાક કોઠે સાત દાણા ખાઈ લેશે તે દિવસે તેને કોઈપણ જાતનો ઝહેર અસર કરશે નહીં અને તે દિવસે જાદુ પણ અસર કરશે નહીં. આ સાંભળી ખરીદદારો ભેગા થઈ ગયા અને બિલાલ (રદી.)ને પૂછ્યું કે શું રસુલુલ્લાહે (સ.અ.વ.) આવું ફરમાવ્યું? બિલાલ (રદી.) હા પાડી તો તેમના બધા જ ખજુર વેચાઈ ગયા આ પ્રમાણે એમના ખજુર રોજ સૌ પ્રથમ જ વેચાઈ જતા અને પ્રથમ વેચાઈ જવાનો નિત્ય ક્રમ થઈ ગયો. આજે પણ એ સહુથી મોંઘા ખજુર છે.

તો જાદુના અસરથી બચવા માટે અઝવા ખજુર પણ મોટો ઈલાજ

ગણી શકાય છે.

(મનુષ્ય પોતાના દિલને ઈબાદતોથી શક્તિશાળી અને મજબુત કરી લે છે એના દિલના મજબુત હોવાનો એ પુરાવો છે કે અલ્લાહની ઝાત પર પુરેપુરો ભરોસો કરતો થઈ જાય અને અલ્લાહથી જ ખોફ કરે બીજા કોઈથી જરા પણ ખોફ અને ભય ન રાખે આ છે સંપૂર્ણ તવક્કુલ)

માટે જરૂરત આ વાતની છે કે માણસ અને ખાસ કરીને મુસ્લીમ વ્યક્તિ પોતાના દિલને ઈબાદત વિ.થી એવું મજબુત કરે કે કોઈપણ જીન અને તેના ચેલાઓ દિલ દિમાગમાં પ્રવેશ કરી કોઈપણ રીતથી બહેકાવી શકે નહીં અને ખરાબ અને નાપાક વસવસાઓ અને ગભરામણમાં નાંખી શકે નહીં અને કોઈપણ જાતનો જાદુ વિ. અસર કરી શકે નહીં અને કોઈપણ નાપાક વિદ્યા અસર કરી શકે નહીં.

આના માટે અત્યંત જરૂરી અને ખુબ જ મહત્વની વાત આ છે કે દરેક મુસ્લીમ ઈસ્લામનાં અહકામો અને અરકાનોનું મજબુતીના સાથે પાલન કરે જેમ કે પાંચેવ ટાઈમની નમાઝ કે જ્યાં સુધી બને ત્યાં સુધી મસ્જીદમાં (સુન્નતોનું ખુબ જ પાલન કરી) જમાઅત સાથે પહેલી તકબીર સાથે અદા કરવાનો સંપૂર્ણ ખ્યાલ રાખે અને રોઝા પુરેપુરા (ઝુઠ અને ગીબત ચુગલખોરીથી દુર રહી) રાખે અને હજ કરવાની સંપૂર્ણ તાકાત હોય તો જલ્દીથી હઝ કરી લે. (દા.ત. આવવા જવાનો અને ત્યાં રોકાવા દરમ્યાનનો પુરેપુરો ખર્ચ સહન કરવાની સંપૂર્ણ તાકાત હોય અને અહિંયા જેમનો ભરણ પોષણનો ખર્ચ શરઈ દ્રષ્ટીમાં હજ કરવા વાળા પર આવતો હોય અને એને ઉઠાવવાની પણ સંપૂર્ણ તાકાત હોય (દા.ત. એના બાલ બચ્ચાઓ એનાં માં - બાપ પત્ની વિગેરે) એવા માણસ પર ઈસ્લામની રૂએ જીંદગીમાં એકવાર હજ કરવું ફરજીયાત થઈ જાય છે અને મોત સુધી ન કરવા પર સખ્ત ગુનો લાગુ પડી જાય છે જેમ કે અલ્લાહના હબીબ સ.અ.વ. ફરમાવે છે કે જે માણસ હજ કરવાની તાકાત રાખતો હોય છતાં મોત સુધી ન કરે તો એને ઈખ્તીયાર છે કે યહુદીની મોત મરે અથવા ઈસાઈની મોત મરે)

અને એવી જ રીતે મુસલમાનોમાં જે માલદાર હોય અને એના માલ ઉપર પુરેપુરો એક ઈસ્લામી વર્ષ વિતી જાય તો એના ઉપર પણ ઝકાત ફર્જ થઈ જાય છે માટે ઝકાતના અગત્યનાં મસાઈલ જાણવા દરેક મુસ્લીમ પર ફર્ઝ છે.

(૧) કયા કયા માલ પર ઝકાત ફર્જ થાય છે?

(૨) કેટલા માલ પર થાય છે?

(૩) કોના પર ઝકાત ફર્ઝ છે?

(૪) ક્યારે ઝકાત ફર્ઝ થાય છે?

(૫) ઝકાતના હકદાર કોણ કોણ છે?

નીચે દર્શાવેલ માલ ઉપર ઝકાત ફર્જ થઈ જાય છે. (૧) સોનું (૨) ચાંદી (૩) રૂપિયા પૈસા (૪) દરેક વસ્તુ જે વેપાર અને બિઝનેસના હેતુથી હોય. (૫) જાનવર દા.ત. બકરી, ઘેંટા, ગાય, ભેંસ, (૬) ઉપરોક્ત પાંચેય પ્રકારના માલ (સોનું - ચાંદી અથવા ઘરેણાં રૂપિયા પૈસા ભલે તે બેંક બેલેન્સ કે કોઈના પાસેથી ઉછીના લેવાના હોય અને બિઝનેસ હેતુથી રાખેલ હોય) પર જ્યારે તે માલ નિસાબ બરાબર હોય અને આ પાંચેય પ્રકારનાં માલમાંથી જ હોય તેના ઉપર એક આખુ ઈસ્લામી વર્ષ ગુજરી જાય તો તે માલ ઉપર ઝકાત ફર્જ થઈ જાય છે.

## આ પાંચેય માલનો નિસાબ નીચે દર્શાવેલ વિગત મુજબ છે.

(૧) સોનુ સાડા સાત તોલા (૨) ચાંદી સાડા બાવન તોલા (૩) રૂપિયા પૈસા એટલા જેનાથી સાડા બાવન તોલા ચાંદી ખરીદી શકતા હોય (નોંધ) કોઈની પાસે થોડું સોનું અને થોડું ચાંદી હોય દા.ત. ચાંદી વીસ તોલા છે અને સોનું બે તોલા હોય તો આવા સંજોગોમાં સોનું વેચી જે રકમ આવતી હોય એનાથી બાકી ચાંદી ખરીદી શકાતી હોય તો પણ ઝકાત ફર્જ થઈ જાય છે અને કોઈની પાસે થોડું સોનું અથવા થોડું ચાંદી હોય અને બેલેન્સમાં થોડા રૂપિયા હોય તો એ રૂપિયાથી અથવા સોનાથી

ચાંદી સાડા બાવન તોલા ખરીદી શકાતી હોય તો પણ ઝકાત ફર્જ થઈ જાય છે. અથવા કોઈની પાસે સોનું અથવા ચાંદી બિલ્કુલ ન હોય પરંતુ રૂપિયા એટલા છે કે એનાથી સાડા બાવન તોલા ચાંદી ખરીદી શકાતું હોય તો પણ ઝકાત ફર્જ થઈ જાય છે. અથવા કોઈની પાસે સોનું ચાંદી રૂપિયા કંઈ નથી પરંતુ બિઝનેસના હેતુથી જે કંઈ પણ હોય દા.ત. મકાન, દુકાન, કાપડ વિગેરે અને એની કિંમત સાડા બાવન તોલા ચાંદીની બરાબર હોય તો એવા માણસ ઉપર પણ ઝકાત ફર્જ થઈ જાય છે. જાનવરોમાં ઉંટનો નિસાબ ઓછામાં ઓછા પાંચ ઉંટ, ગાંય ભેંસમાં ઓછામાં ઓછા ત્રીસ બકરાં ઘેટામાં ઓછામાં ઓછા ચાલીસ હોય તો આવા જાનવરો ઉપર ઝકાત ફર્જ થઈ જાય છે.

(૩) એ દરેક મુસ્લીમ મર્દ અથવાં ઓરત જે આકિલ બાલીગ અને નિસાબનો માલિક હોય એવા દરેક મુસ્લીમ પર ઝકાત ફર્ઝ થઈ જાય છે.

(૪) ઉપરોક્ત પાંચેય માલ પર જ્યારે એક ઈસ્લામી વર્ષ પૂરો થઈ જાય અને માણસ પર વર્ષના અંતે કોઈપણ જાતનું દેવું ન હોય અને એની જરૂરતથી વધારે હોય તો ઝકાત આપવી જરૂરી બની જાય છે અથવા કર્ઝ હોય પણ કર્ઝ બાદ કરતા પણ એટલો માલ બચી જાય જે નિસાબ બરાબર હોય તો પણ ઝકાત આપવી ફર્જ થઈ જાય છે.

ઈસ્લામી વર્ષ જ્યારે મોઅતબર છે તો એનો પૂરેપૂરો ખ્યાલ રાખવો અત્યંત જરૂરી છે દા.ત. એક રમઝાનથી એક રમઝાનો હિસાબ રાખેલ હોય તો જ્યારે બીજા વર્ષના એક રમઝાનના બે દિવસ અગાઉ પણ અગર જે કંઈ પણ રૂપિયા આવ્યા હોય તો એને બીજા રૂપિયા સાથે આ વર્ષે જ ગણવામાં આવશે અને એની પણ ઝકાત કાઢવી ફરજીયાત થઈ જાય છે. દા.ત. બે દિવસ અગાઉ બે લાખ રૂપિયા આવ્યા હોય તો એની પણ ઝકાત કાઢવી જ પડશે.

(૫) ઝકાતના હકદાર કોણ કોણ છે?

એવા દરેક ગરીબ મુસ્લમાન જેના પાસે ઉપરોક્ત પાંચેય પ્રકારના

માલ નિસાબ બરાબર ન હોય અથવા હોય પણ એની જરૂરત (દા.ત. ખાવા રહેવાની અને કર્ઝની જરૂરતમાં) મશ્ગુલ હોય તો એવા માણસના માટે ઝકાત લેવી જાઈઝ છે.

પરંતુ એક વાતનો ખાસ ખ્યાલ રાખવો જોઈએ કે જે માણસના ઉપર કુરબાની અને સદકતુલ ફિત્ર વાજીબ થતો હોય છે એ માણસ પર ભલે સંજોગોવસાત ઝકાત ફર્ઝ ન થતી હોય પણ આવા માણસ માટે ઝકાત લેવી જાઈઝ નથી. આ બાબતમાં લોકો આવું સમઝતા હોય છે કે જેના ઉપર ઝકાત ફર્ઝ નથી એ ઝકાતનો હકદાર છે. આ તદ્દન ખોટી વાત છે. અમુક માણસો પર ઝકાત ભલે ફર્ઝ નથી હોતી પરંતુ કુરબાની અને સદકતુલ ફિત્ર ફર્જ થઈ જતા હોય છે. જેમ કે ઝકાત અને કુરબાની - સ દકતુલ ફિત્રનો નિસાબ અલગ અલગ હોય છે. માટે જેના ઉપર કુરબાની અને સદકતુ - લ - ફિત્ર વાજીબ થાય છે એવા માણસના માટે ઝકાત લેવી જાઈઝ નથી.

૧ અને નિસાબના બરાબર જે જાનવર હોય તે બધા જ જાનવર વર્ષના અંત સુધી રહ્યા હોય અને બધા જ જાનવરો પર પુરૂં ઈસ્લામી વર્ષ વિતી ગયું હોય - ૨ અને જ્યારે જાનવર બિઝનેસ હેતુથી હોય ત્યારે એ જાનવરોનું નિસાબ ના બરાબર હોવું જરૂરી નથી અને એ જાનવર ઉંટ દા.ત. ત્રણ જ હોય અને એની કિંમત સાડા બાવન તોલા ચાંદીની બરાબર હોય તો આવા ઉંટ પર વર્ષના અંતે ઝકાત વાજીબ થઈ જશે.

## ઝકાત કેટલી કાઢવી જોઈએ?

માણસ પાસે જેટલો પણ માલ હોય એની ઝકાત અઢી ટકા લેખે કાઢવાની હોય છે. દા.ત. દરેક સોમાંથી અઢી રૂપિયા અને દરેક ૧ હજારમાંથી ૨૫ રૂપિયા લેખે અને દરેક લાખમાંથી ૨૫૦૦ રૂપિયા લેખે કાઢવાની રહે છે. અને જાનવર હોય દા.ત. ઉંટ હોય તો દરેક પાંચ ઉંટમાં એક બકરી ચોવીસ સુધી એક એક બકરી કાઢવાની હોય છે અને

જ્યારે ઉંટ પચ્ચીસ સુધી પહોંચી જાય ત્યારે એક ઉંટનું બચ્ચુ આપવાનું હોય છે જેની ઉંમર એક વર્ષ થઈ ગયેલ હોય અને જ્યારે ઉંટ ૩૬ થઈ જાય ત્યારે બે વર્ષના ઊંટનું બચ્ચું આપવાનું હોય છે. ૪૬ ઉંટમાં ત્રણ વર્ષના ઉંટનું બચ્ચું આપવાનું હોય છે અને ૬૧ ઉંટમાં એક ચાર વર્ષનું બચ્ચુ આપવાનું હોય છે. અને ગાય ભેંસ જ્યારે ત્રીસ હોય ત્યારે એક વર્ષનું ગાય અથવા ભેંસનું બચ્ચુ આપવાનું હોય છે અને જયારે ચાલીસ થઈ જાય ત્યારે બે વર્ષનું બચ્ચું આપવાનું રહે છે. અને જ્યારે બકરી ચાલીસ સુધી પહોંચી જાય ત્યારે ચાલીસ બકરીમાં એક બકરી આપવાની રહે છે.

પરંતુ એક વાત ખાસ યાદ રાખવાની રહે છે કે ઉપરોક્ત જાનવરોમાં આ ઝકાત ત્યારે જ વાજીબ થાય છે જ્યારે આ જાનવરો વર્ષના મોટા ભાગમાં જંગલમાં ચરી ખાતા હોય માણસ એના ઘાસ ચારા માટે કંઈ વધુ ખર્ચ કરતો ન હોય અને દુધ અને વંશવેલામાં વૃદ્ધીના હેતુથી પાલતો હોય તો જ ઉપરોક્ત જાનવરો દર્શાવેલ મુજબ ઝકાત વાજીબ થાય છે.

અને એ સંજોગોવસાત ઉપરોક્ત જાનવરો બિઝનેસ હેતુથી પાળેલા હોય તો એ જાનવરોની જે કંઈ બજાર કિંમત થતી હોય એ કિંમતમાં અઢી ટકા લેખે ઝકાત વાજીબ થાય છે. દા.ત. એ બધા જ જાનવરોની કિંમત બે લાખ થતી હોય તો પાંચ હજાર ઝકાત પેટે કાઢવાની હોય છે.

ઉપરોક્ત પૂરી વિગત ઈસ્લામની કાયદાકીય કિતાબોમાં (ફિક્હની કિતાબો) લંબાણપૂર્વક દર્શાવવામાં આવેલ છે જે માણસ વધુ વિગત લેવા માંગતો હોય તે ઉલ્માએ કિરામથી પુછી પોતાની ઈલ્મી પ્યાસ અને યોગ્ય જાણકારી મેળવી શકે છે. (ફક્ત અલ્લાહ જ વધુ જાણનાર છે.) - હિદાયા ભાગ - ૧ શર્હે વિકાયહ ભાગ - ૨

ઝકાત બાબતમાં અલ્લાહ કહે છે કે એક વર્ષ પુરૂં થતા તમારા માલનાં ૪૦ હિસ્સા કરો જેમાં મારો એક હિસ્સો અલગ કરો અને ૩૯ હિસ્સા તમારા માટે છે.

ઝકાત ન કાઢતા લોકો ખુબ જ જાણી લે કે ઝકાત ન કાઢવાથી દિન અને દુન્યા બન્નેવની હલાકતમાં કોઈ શંકા નથી અને જહન્નમનો અઝાબ પણ યકીની છે. જેમ કે અલ્લાહના હબીબ (સ.અ.વ.)એ ફરમાવ્યું છે કે જે માણસ ઝકાત કાઢતો નથી તો કાલે કિયામતના દિવસે એક ગંજો (ટકલો) કાળો નાગ એના ઉપર મુસલ્લત કરી દેવામાં આવશે જે એને ડંખ મારતો રહેશે અને કહેતો રહેશે મેં તારો માલ છું અને હું તારો ખજાનો છું ને ઝકાત ન કાઢવાની સુરતમાં માલમાં બરકત રહેતી નથી બલ્કે માલ ના બરબાદ અને હલાક થવાનો પૂરેપૂરો સંભવ રહે છે અને ઝકાત કાઢવાથી માલમાં વૃદ્ધિ અને બરકત થાય છે અને બરકત પછી બિલ્કુલ યકીની છે અને નજાત પણ યકીની છે અને બરબાદ થવાથી મહફુજ રહેવું પણ યકિની છે.

અને મદ્રેસા મસ્જીદના કોઈપણ જાતના બાંધકામમાં અને ઈમામ મુદરરીસના પગારમાં ઝકાત વાપરી શકાય નહીં માટે કે ઝકાતના હકદાર ગરીબ મુસ્લીમ છે જેનો એને સંપૂર્ણ માલિક બનાવવામાં આવે અને કોઈપણ જાતના મહેનતાણામાં આપવામાં ન આવે તે રકમને એ ગરીબ મુસ્લીમ પોતાના ઈખ્તીયાર અને મરજીથી પોતાની અથવા બીજા કોઈની પણ જરૂરતમાં ખર્ચી કરી શકે.

ખેતીની ઉપજ ઉપર પણ ઝકાત લાગુ પડે છે જ્યારે કે એ ઉપજ ને તૈયાર કરવામાં આવી હોય વરસાદના પાણીથી અથવા નદી નાળાના પાણીથી જેના માટે કંઇ ખાસ વધારે ખર્ચ ન કરવો પડ્યો હોય તો એ ઉપજ ઉપર પણ ઝકાત વાજીબ થાય છે. જે કંઈ પણ ઉપજ થઈ હોય એનો દસમો ભાગ ઝકાતમાં આપવાનો રહે છે.

અને જ્યારે કંઈ વધારે ખર્ચ કરવો પડ્યો હોય એ ઉપજને તૈયાર કરવામાં તો જે કંઈ પૈદાવાર થઈ હોય એનો વિસમો ભાગ કાઢવાનો રહે છે.

દસમો ભાગ દા.ત. સો મણ ઉપજ થઈ હોય તો સોમાંથી ૧૦ મણ અને વીસમો ભાગ દા.ત. સોમાંથી પાંચ મણ કાઢવાનો હોય છે. જ્યારે ઉપજ બિલ્કુલ તૈયાર થઈ પોતાના ઘરે આવી જાય ત્યારે એની

ઝકાત વાજીબ થાય છે એના માટે વર્ષ પુરૂં થવું કોઈ જરૂરી નથી.

ઉપરોક્ત દર્શાવેલ નમાઝ રોઝા હજ ઝકાતની જે કંઈ સંક્ષિપ્ત વિગત આપવામાં આવી છે એનાથી લેખકનો ભાવાર્થ ફક્ત એટલો જ છે કે મનુષ્ય ઈસ્લામી અહકામ જાણે અને એના ઉપર મજબુતાઈથી અમલ કરે તો એની રૂહ અને દિલ મજબુત થાય અને જે નાપાક રૂહો છે જેમ કે જીન, ભુત, પ્રેત તેના પર કોઈપણ જાતનો અસર કરી શકે નહીં.

કોઈપણ કામ તમે શરૂ કરવા માંગતા હોય જેમ કે દુકાન ખોલવી મકાન ખરીદવું વિદેશ જવું લગન કરવા વિગેરે તો પહેલા અલ્લાહથી ઈસ્તેખારો એટલે કે ખૈર તલબ કરો અને અલ્લાહથી મશ્વરો કરો કેમકે ઘણા લોકો જાણતા જ નથી હોતા કે ઈસ્તેખારો શું છે? એનો તરીકો એ છે કે સૌ પ્રથમ વુઝું કરી બે રકાત સલાતુ - લ - ઈસ્તેખારહની પઢે પછી દુઆ કરે દુઆ કર્યા પછી સુન્નતના મુતાબીક આયતુલ કુર્સ દરૂદ શરીફ પઢી સુઈ જાય જેનો તરીકો આ છે કે કિબલા તરફ મોઢું કરી જમણા કાન નીચે જમણી હથેળી મુકી સુઈ જાય અને સવારે ઉઠ્યા પછી જેના તરફ દિલ મજબુતીના સાથે દોરી જાય તેમાં ખૈર અને બહેતર સમજે. કામ કરવા તરફ દોરી જાય તો કરી લે. ઈ.અ. ખુબ જ ફાયદો થશે અને ન કરવા તરફ દોરે તો છોડી દે એમાં જ ભલાઈ હશે.

## ઇસ્તીખારહની દુઆ આ મુજબ છે;

અલ્લાહુમ્મ ઈન્ની અસ્તખીરૂક-બિ-ઇલ્મીક વસતકદિરૂક બિકુદરતીક વઅસ્અલુક મિન ફઝલિકલ અઝીમ ફઈન્નક તકદીરો વલા અકદિરો વતઅલમુ વલા આલમુ વઅન્ત અલ્લામુલ ગુયુબ અલ્લાહુમ્મ ઈન કુન્ત તાઅલમુ ખૈરૂલ્લી-ફી-દીની વ-મઆશી વઆ કિબતી અમરી ફકદિરહુ-લી-વયસ્સીરહુ લી સુમ્મ બારીક - લી-ફીહી વઈન કુન્ત તાઅલમુ શરૂન-લી-ફી-દીની વમઆશી વઆકિબતે અમરી ફસીરફહા અન્ની વસરીફની અન્હા વકદીરલીયલ ખૈર હૈસુકાના સુમ્મરદીની બિહા

આ દુઆ પઢી પાક બિસ્તર પર પાક હાલતમાં બાવુઝુ સુઈ જાઓ

અને સવારે ઉઠ્યા બાદ જે તરફ દિલ માઈલ થાય તેમ કરે અગર જો કોઈ તરફ દિલનો મયલાત ન થાય તો ઉપરોક્ત દર્શાવેલ અમલ ત્રણ અથવા સાત દિવસ કરે જ્યાં સુધી ફૈંસલો ન કરી શકે ત્યાં સુધી ઈ.અ. ત્રણ અથવા સાત દિવસમાં મયલાત જરૂર થઈ જશે, જ્યાં સુધી દિલમાં એક વાત પાકી બેસી ન જાય ત્યાં સુધી સાત દિવસ લગી કરતો રહે.

આ દુઆ પઢતી વખતે જ્યારે બન્નેવ અન્ન હાઝલ અમર પર પહોંચે તો પોતાની જરૂરતનો ધ્યાન કરે દા.ત. જેના સાથે નિકાહ કરવા માંગતો હોય દા.ત. આઈશા તો એનો ખ્યાલ કરી દુઆ પઢે -

ઈસ્તેખારહ નું વર્ણન અને ઉલ્લેખ એટલા માટે કરવામાં આવ્યું છે કે જે કંઈ પણ કામ કરવા માંગતો હશે તો અગર કોઈ સગા - સંબંધીનો હસદ ઈર્ષા હશે અથવા કોઈ શૈતાનનો શર હશે તો ઈ.અ. હિફાઝત થશે અને કામ આસાન થશે અને મુશ્કીલાત અને રૂકાવટો દૂર થશે.

ખુબ જ અગત્યની વાત તો એ છે કે નાપાક અને શરકશ જીનોથી બચાવ માટે મહત્વની બાબત આ છે કે પોતાના ઘરમાં કોઈપણ જાતની મુર્તી અને તસ્વીર ન રાખે ભલેને કોઈ લાકડાની અથવા માટી અથવા બીજા કોઈપણ ધાતુની હોય દા. ત. નાના બાળકોને રમવા માટે જે રમકડાં લેવામાં આવે છે એ પણ ન હોવી જોઈએ અત્યારના જમાનામાં જે ગુડીયા હોય છે હસતી-રમતી ચાલતી ગાતી હોય છે એનાથી તો બાળકોને ખુબ જ દુર રાખવામાં આવે અને પોતાના ઘરમાં તદ્દન ન રાખે નહીંવત ઘરની બધી જ વસ્તુઓમાંથી બરકત ઉઠી જશે અને આ વાતમાં તો જે મુર્તીઓ પર નાપાક જીનો બેઠેલા હોય છે તે આવા કૃત્યોથી અને જાદુગર વિગેરે ખુશ થાય છે અને વિવિધ રૂપમાં પ્રસન્ન થઈ એમને નાપાક અને હરામ વિદ્યા શિખવાડે છે અને આવી રીતે નાપાક જીનોને હાજર કરે છે જેનાથી ભોલા કિસ્મનાં લોકો પ્રભાવિત થાય છે અને અમુક વખત મૃત્યુ પામેલા કાફિર મનુષ્યની અવાઝમાં વાતચીત કરે છે જેથી લોકો એવું સમજે છે કે અમારા ફલાણા સગાની આત્મા હાજર થઈ છે.

ખાસ ખ્યાલ રાખવો જોઈએ કે કાગળ અથવા દિવાલ વિગેરે ઉપર કોઈ જાનદારની તસ્વીર ડ્રોઈંગ કરેલ હોય એના કરતા બાળકોના રમવાના જે ગુડિયા અને મુજસ્સમાં હોય છે તે ઘણા જ ખતરનાક હોય છે કારણ કે એ મુજસ્સમાઓમાં જીન કે જીનના બચ્ચાઓ પ્રવેશ કરી એનાથી રમત કરતા હોય છે અને જ્યારે બાળકો એ ગુડિયાથી રમતા હોય છે ત્યારે એ જીનોના બચ્ચોઓથી પણ રમતા હોય છે અને વર્ષ બે વર્ષના બાળકો એ જીનોથી વાત કરતા હોય છે જેના લીધે આપણા નાના નાના બાળકો એ ગુડીયા વિગેરેથી ખુબ જ પ્યાર કરતા હોય છે અને બીજા રમકડાં કરતા એમને વધુ મહત્વ આપતા હોય છે. જેનાથી ભવિષ્યમાં આપણા જ બાળકોને નુકસાન થતું હોય છે જે આપણી નાની અમથી ગફલત ના કારણે હોય છે. માટે અત્યંત જરુરી છે કે આપણા બાળકોને આવી ગુડીયા અને રમકડાંથી મુજસ્સમાથી દુર રાખવામાં આવે.

અને કાફિરોની જે મુર્તીઓ હોય છે જેમ કે રામ, હનુમાનની મૂર્તિ વિ.ની સામે જે કઈ ખાવા પીવાની વસ્તુઓ રાખવામાં આવે છે દુધ, લાડુ, વિ. તો અમુક વખત શૈતાન અને ચેલાઓ એમાંથી ખાઈ પી લે છે. એમાંથી કંઈ મૂર્તિઓ ખાતી પીતી નથી હોતી આ છમકલાંઓ અવાર - નવાર શૈતાન અને તેના ચેલાઓ અને શરકશ જીનો કરતા રહેતા હોય છે. જેને લઈ આ કાફીરોને ખોટી આસ્થા અને વિશ્વાસ આ મૂર્તિઓમાં થતો હોય છે.

આ બાબત નું દરેક મુસ્લીમે ખાસ ધ્યાન રાખવું જોઈએ અને આવા કિસ્સાઓથી પ્રભાવિત થવું જોઈએ નહીં. આ કાર્યો કાફીરોને ખોટી આસ્થામાં કાયમ રાખવા માટે કરતા હોય છે. જે લોકો નાપાક ઈલ્મ શીખવા માંગે છે તેઓ શરીઅત વિરુદ્ધનાં કામો કરી ઈબલીશ અને તેના ચેલાઓને ખુશ કરવાની કોશિશ કરે છે જેમ કે બેકુરઆત કુર્આનને બે પગના તળીયામાં બાંધી ચાલે છે (ન ઉઝુ બિલ્લાહ) આવા કાર્યો કરવાથી ઈબલીસ અને તેના ચેલાઓ ખુશ થાય છે અને તેના કાનમાં આવી વાતો

ફરે છે અને પોતાના નામ લઈ ઈબલીશ વિ.ના નામ પર મરઘાં બકરાં વાછરડાં વિ.ને ઝબહ કરી એમનું લોહી મૂર્તિઓના ઉપર નાંખવામાં આવે છે. જેનાથી એવું સમજવામાં આવે છે કે મરનારની આત્મા ભટકે છે આ વાત તદ્દન ખોટી છે.

## જીન ઉતારવાનો તરીકો

કોઈના શરીરમાં જીન છે. ભલે તે પુરૂષ હોય અથવા સ્ત્રી અથવા બાળક હોય તેનામાં જીન ના દાખલ થવાથી ગાંડપણ જેવા લક્ષણો જણાય અને ઉલટા સુલટા લવારા કરતા હોય તો એ ઘરમાં બહુ અંધારૂં રાખવું નહીં કારણ કે જીનોને અંધારૂં વધુ પસંદ હોય છે માટે વધુ રોશની રાખવી. આવા માણસના જમણા કાનમાં પ્રથમ અઝાન આપવી અને ડાબા કાનમાં ઈકામત કહેવી પછી અઉઝુ અને બિસ્મીલ્લાહ પઢી સુરએ ફાતીહા એટલા મોટા અવાઝથી પઢવું કે તે સાંભળી સકે અને આવા માણસના માથા પર આપણો જમણો હાથ મુકવો અગર સ્ત્રી હોય તો બાપ, ભાઈ, મામા, કાકા, દાદા અથવા પતિનો અથવા દિકરો, પૌત્રોનો હાથ મુકવો ખુલાસો એકે મહરમનો હાથ મુકવો જોઈએ પછી ત્રણ વાર મોટા અવાજથી પહેલા સુરએ ફાતીહા સુરે ઈખલાસ પછી સુરએ ફલક સુરએ નાસ પછી આયતુલ કુર્સી સુરએ બકરહની છેલ્લી બે આયતો અને છેલ્લે સુરએ જીન પઢવું આટલું પઢતા જ એ માણસ કાંપવા લાગશે અને ગુસ્સાથી તમને જોશે આવી હાલત થાય તો સમઝી લેવું કે તમે સહી દિશામાં જઈ રહ્યા છો. આટલું પઢવા પછી કાંપવા ન લાગે અને ગશ ખાઈ સુઈ જાય અથવા બેહોશ થઈ જાય તો એને સુવા દેવો નહીં પાણી છાંટી તરત જ ઉઠાડવો (કારણ કે જીનો વધુ ભાગે ઢોંગી અને જુઠા હોય છે. સોમાંથી નેવું ટકા જીનો સ્ત્રીઓના પ્રેમમાં પડી એના શરીરમાં દાખલ થાય છે એ જ પ્રમાણે નેવું ટકા સ્ત્રી જીનો પુરૂષ પ્રેમમાં પડી એમાં દાખલ થાય છે. દસ ટકા જ આવું થાય છે કે પુરૂષ જીનો પુરૂષમાં અને સ્ત્રી જીનો સ્ત્રીમાં દાખલ થાય છે વધુ ભાગે કાફીર

'જીનો જ મનુષ્યમાં દાખલ થઈ તેમને હેરાન કરતા હોય છે) સુઈ જાય અથવા બેહોશ થઈ જાય તો તરત જ પાણી છાંટી ઉઠાવો જેથી તરત જ તે ગુસ્સામાં આવી જાય અને તે સ્ત્રીનામાંથી પુરૂષ અવાજમાં વાત કરવા લાગે તો સૌ પ્રથમ તમે તેને પુછો તારૂં નામ શું છે? અગર નામ ન બતાવે તો તેને કહો કે ભાઈ અલ્લાહનો તારે ખોફ રાખવો જોઈએ અને કહો કે જન્નતમાં જવું છે કે જહન્નમમાં અગર જન્નતમાં તો કહો કે આ કામ તો જહન્નમનું છે? શું કરવા હેરાન કરે છે.

આપણ એને સમજાવવામાં આવે અને કહેવામાં આવે કે હમણાં જ નીકળી જા તો તે કહેશે કે હું નીકળી શકતો નથી કારણ કે ફલાણા માણસે મને મોકલ્યો છે અથવા કહેશે કે ફલાણા જાદુગરે મોકલ્યો છે અથવા કહેશે કે અમારા સરદારે મોકલ્યો છે માટે હું નીકળી શકતો નથી અગર નીકળીશ તો મને સજા કરવામાં આવશે. આના માટે જીન જે વાતચીત કરે છે અને એના સાથે શેખના જે સવાલ જવાબ થાય છે તે નીચે મુજબ જણાવીએ છીએ.

## શેખથી મુરાદ જીન કાઢવાવાળો આમીલ

શેખ : તું કોણ છે? ક્યાંથી આવ્યો છે? શું નામ છે તારૂં ? અને કોણે મોકલ્યો છે?

જીન : હું મુસ્લીમ છું અને મારૂં નામ આ છે. દા.ત. અબ્દુલ્લાહ અને ફલાણા માણસનાં કહેવાથી અમારા સરદારે મને મોકલ્યો છે.

શેખ : તું મુસ્લીમ છે તો તારે ક્યાં જવું છે? જન્નતમાં કે જહન્નમાં?

જીન : જીન કહેશે કે જન્નતમાં જવું છે.

શેખ : તું કામ તો જહન્નમમાં દાખલ થવાના કરે છે અને શું કરવા આને હેરાન પરેશાન કરે છે? આનાથી તો તું જહન્નમવાસી થાય છે? માટે તું હમણાં જ તોબા કર અને નીકળી જા.

જીન : હું નીકળી શકતો નથી કારણ કે જેમણે મને મોકલ્યો છે એ મને પકડી મંગાવશે અને સજા કરશે. કારણ કે મારા સામે અહીંયા મારાથી વધારે તાકતવર જીનો ઉભેલા છે. અગર હું નીકળીશ તો આ જીનો મને પકડી અમારા સરદાર પાસે લઈ જશે અને તે મને સજા કરશે.

શેખ : મારી પાસે એવું એક હથીયાર છે જેનાથી તારી સામે ઉભેલા તારાથી વધારે તાકાતવાળા જીનો ને તું હરાવી અહીંથી છટકી શકશે.

જીન : અગર એવું હથીયાર હોય તમારી પાસે તો હું અહીંથી છટકવામાં ભલે કામયાબ પણ થાઉં તો પણ પાછળથી મને પકડી લેવામાં આવશે.

શેખ : આ હથીયાર એવો છે કે કદી પણ તને પકડી શકશે નહીં.

જીન : ખુબ જ ક્રોધીત થઈ કહે છે કે તું અહીંથી હટી જા આ સ્ત્રીને હું પ્રેમ કરતો થઈ ગયો છું એના મરતા સુધી હું એના શરીરમાંથી નીકળીશ નહીં આ મારો પાકો નિર્ણય છે અને તુ મને વધુ તંગ કરશે તો હું તારા શરીરમાં દાખલ થઈ જઈશ.

શેખ : જરા પણ ડર્યા વગર કહે છે કે તારા મા તાકત હોય તો હમણા જ એના શરીરમાંથી નીકળી મારા શરીરમાં ઘુસી જા.

જીન : (થોડીવાર મથામણ પછી) શેખ હું તારા શરીરમાં દાખલ થઈ શકતો નથી. મેં ઘણી કોશીશ કરી અને તું જીન કાઢવાનાં કામ કરે છે તો સવાર અને મગરીબ બાદ સો વાર ચોથો કલમો પઢે છે માટે હું તારા શરીરમાં દાખલ થઈ શકતો નથી. આજે પણ તે ચોથો કલમો પઢ્યો છે અને તું બા વુઝુ છે માટે હું દાખલ થઈ શકતો નથી.

શેખ : ગુસ્સામાં આવી પોતાનો જોડો તેના માથામાં મારી કહે છે કે તારો દાવો પોકળ સાબિત થયો છે આ બાબત માં તું મારાથી હારી ગયો છે હવે તું અહીંયાથી નીકળી જા.

જીન : તમે કહેતા હતા તમારી પાસે હથિયાર છે એ હથિયાર મને આપો જેથી સામે ઉભેલા જીનોને હરાવી હું ભાગી જાઉં.

શેખ : જ્યારે તું ભાગી જાય તો સીધો મક્કા જતો રહેજે અને તવાફ કરતો રહેજે. આ લોકો મક્કામાં દાખલ થઈ શકશે નહીં અને તને પકડી શકશે નહીં.

જીન : પણ તે હથીયાર શું છે? મને આપો.

શેખ : આ હથીયાર છે આયતુલ કુર્સી

જીન : મને આયતુલ કુર્સી સારી રીતે યાદ નથી. જે સ્ત્રીનાં શરીરમાં છું એ કોઈવાર પઢતી હતી અને મેં સાંભળી છે પણ મને બરાબર યાદ નથી.

શેખ : બે ત્રણ વાર આયતુલ કુર્સી પઢાવે છે.

આ પછી જીન ચાલ્યો જાય છે અને આ સ્ત્રી સુઈ જાય છે અને જ્યારે ઉઠે છે ત્યારે બિલ્કુલ સ્વસ્થ અને નોર્મલ હોય છે.

આ અમલ દરમ્યાન જીન ગમે તેટલો ક્રોધમાં આવી ડરાવે ધમકાવે ગભરાવવું જોઈએ નહીં પરંતુ તમે એને બરાબર ડરાવો અને ધમકાવો અગર તમે ડરી ગયા તો એ તમારા ઉપર મુસલ્લત થઈ જશે માટે તમારા દિલમાં એક ટકો પણ ડર હોવો જોઈએ નહીં અને જીનને આનો આભાસ પણ થવો જોઈએ નહીં.

જે મનુષ્યનાં શરીરમાં જીન હોય છે એને જીનોની દુન્યા દેખાતી હોય છે કેમ કે એની આંખો પણ જીનની જ હોય છે બીજો કોઈ જોઈ શકતો નથી ભલે તે મોટો આલીમ હોય હા કોઈ વાર આગના ભડકા વિ. દેખાઈ આવે છે.

અગર જો ઘણી મથામણ છતાં જીન જતો જ ના હોય તો સુરએ બકરહની કેસેટ ચોવીસ કલાક વગાડવી એવી રીતે કે મરીઝના કાનમાં અવાજ પડતો રહે. ઈ.સ. બે ચાર દિવસમાં જીદ્દી જીન પણ ઢીલો પડી જશે.

# કબ્ર અને કબ્રસ્તાનના એહકામ

માણસના ગુજરી ગયા પછી એની કબરના ઉપર કોઈપણ જાતનું બાંધકામ કરવામાં ન આવે તેમજ કબ્રની ચારેબાજુ પણ કોઈ ચણતર અને દિવાલ કરવામાં ના આવે ભલે તે મૃત્યુ પામનાર ગમે તેવો મોટો આલીમ અથવા બુઝુર્ગ અથવા મોટો અલ્લાહનો વલી હોય તેમજ ભલે તે મૃત્યુ પામનાર મનુષ્ય કોઈ પણ દેશ અથવા સ્ટેટનો બાદશાહ કે ગવર્નર કે વઝીર હોય તેમજ તે માણસ અમીર અથવા ગરીબ હોય કારણ કે રસુલુલ્લાહ સ.અ.વ.એ કબરોના ઉપર કોઈપણ જાતના બાંધકામથી મના ફરમાવેલ છે આ બાબતમાં ઘણો જ ખ્યાલ રાખવો જરૂરી છે તેમજ કબરને પાકી અને પુખ્તા બનાવવાથી પણ મના કરવામાં આવેલ છે ભલે તે મૃત્યુ પામનાર કોઈપણ હોય.

આજકાલ આવું પણ જોવામાં આવે છે કે લોકો કોઈ વલી અથવા બુઝુર્ગની કબર પર જાય છે ને તેમને જીવતા સમજી ત્યાં ન કરવાના કામો કરે છે હાલાંકે આવા કામો ત્યાં કરવાથી મના કરવામાં આવ્યું છે. જેમકે કબ્ર પર જઈ લોકો કબ્રવાળા પાસે પોતાની કોઈ હાજત માંગે અને જેમ અલ્લાહથી દુઆ કરવામાં આવે છે તેમ તેવી રીતે કબ્રવાળાથી પણ દુઆ કરવામાં આવે છે. ખુબ જાણી લેવું જોઈએ આ બધા કામ એવા જ છે જેવા કે હિંદુઓ અને મુશરીકો મૂર્તીઓની સામે કરે છે અને તેમને પોતાના માબુદ માને છે. પુજાને લાઈક સમજે છે તેવી જ રીતે ઘણાં મુસ્લીમો કબરવાળા જે પોતાની હાજત પુરી કરનાર અને દુઆ કબુલ કરનાર સમજી માંગે છે. આમાં અને મૂર્તિ પુજા કરવાવાળાઓ દરમ્યાન શું ફરક રહી ગયો છે? અને આને જ કુર્આન અને હદીષની પરી ભાષામાં શીર્ક કહેવામાં આવ્યું છે જેના વિષે અલ્લાહનું ફરમાન છે. બે શક અલ્લાહ બધા જ ગુનાહોને માફ કરી દેશે પરંતુ શીર્ક જે કદાપી મઆફ કરવામાં નહીં આવે અને આ પણ સમઝી લેવું જોઈએ કે કુફ્ર અને શીર્કનું હંમેશનું ઠેકાણું જહન્નમ છે.

માટે કોઈપણ કબ્રવાળા પાસે મન્નત માંગવી અને એમની સામે પોતાની કોઈ જરૂરતની રજુઆત કરવી ઘણો જ મોટો ગુન્હો છે. જેને ઈસ્લામની દ્રષ્ટીથી ગુનાહે કબીરહ કહેવામાં આવ્યું છે અને જે ગુનહાએ કબીરહ છે એમાં શીર્ક સહુથી મોટો ગુનો છે માટે આવું કરવું નહીં અને જો કોઈ મુસ્લીમ આવું કરતો હોય તેને સમજાવી રોકવામાં આવે.

લેખકે પોતાની આંખે મદીના મુનવ્વરહમાં ઘણા એવા લોકો ને પણ જોયા છે જે પોતાના લીબાસ વિગેરેથી આલીમ લાગતા હતા અને રસુલુલ્લાહ સ.અ.વ.ની કબ્ર સામે ઉભા રહી આવી રીતે કહેતા સાંભળ્યા છે કે રસુલુલ્લાહ મારા મોટા દિકરાને આલીમ બનાવજો અને વચલા દિકરાને ડોક્ટર અને નાના દિકરાને ઈન્જીનીયર બનાવજો શું આ તરીકો મુસ્લીમનો છે? આ તો તદ્દન ખોટું છે અલ્લાહના રસુલ સ.અ.વ. આ દુન્યાથી પરદો કરી ગયા છે. એ કોઈની જરૂરત પુરી કરી શકતા નથી. માટે સહીહ તરીકો લખવામાં આવે છે.

જ્યારે રસુલુલ્લાહ સ.અ.વ.ની કબ્ર મુબારક પર જવાનો અવસર મળે તો સૌ પ્રથમ એમને સલાતો સલામ પેશ કરવામાં આવે અને ખુબ જ અદબનો ખ્યાલ રાખી ખુબ જ દરૂદ શરીફ પઢવામાં આવે પછી કિબલા તરફ મોઢું કરી અલ્લાહથી પોતાની દરેક હાજત માંગવામાં આવે અને રસુલુલ્લાહ સ.અ.વ.નો વસીલો આપવામાં આવે અને આમ કહેવામાં આવે એ અલ્લાહ મારી દુઆ અને હાજત આ કબરવાળા રસુલુલ્લાહ સ.અ.વ.ના વસીલા અને તુફેલથી પુરી કર અને એમના સદકાથી મારી દુઆ કબુલ ફરમાવજે. (આમીન).

અને આવી જ રીતે કોઈ પણ વલી અથવા સહાબીની કબર પર જવાનો મોકો મળે તો ત્યાં પ્રથમ ફાતેહા પઢી ઈસાલે સવાબ કરવામાં આવે અને કિબલા તરફ મોઢું અને કબર તરફ પીઠ કરી અલ્લાહથી દુઆ માંગવામાં આવે અને કહેવામાં આવે કે અલ્લાહ મારી આ દુઆ કબર વાળા તારા નેક બંદા અને તારા આ વલીના વસીલાથી કબુલ કર અને મારી હાજત પુરી કર. કબરવાળાથી રીતસર કંઈપણ માંગવામાં ન આવે.

અને આવી જ રીતે ચાદર ચઢાવી ફુલો ચઢાવવા અને કવ્વાલી ના અને ઉર્ષના દર વર્ષ પ્રોગ્રામ કરવા અને ત્યાંના મુંજાવરની પાસે હાંથે અથવા ગળામાં ધાગા પહેરવા ઢોલ વગાડવા આ બધા કામો પણ શરીઅતની રૂહે નાજાઈઝ છે. માટે આવા કામોથી પણ બચવામાં આવે અને આવા કામોની નજદીક પણ જવું ન જોઈએ.

અને અમુક મસ્જીદમાં બોર્ડ મારવામાં આવે છે કે મુસ્લીમ સિવાય કોઈએ મસ્જીદ દાખલ થવું નહીં આ તરીકો પણ ગલત છે. કારણ કે જ્યારે કાફીર મસ્જીદમાં આવશે નહીં અને મુસ્લિમોની ઈબાદતનો તરીકો નરી આંખે જોશે નહીં તો એ ઈસ્લામ કબુલ કરશે કેવી રીતે? કેમ કે મંદિર અથવા ચર્ચ અથવા દેવળમાં જશે તો ત્યાં મુર્તીઓ મુકવામાં આવેલ છે એ એમને જ ઈબાદત અને આરાધનાના લાયક સમજે છે અને જ્યારે મસ્જીદમાં આવશે આમાંથી કંઈપણ ન જોશે તો જરૂર એ પૂછશે અને એના દિમાગમાં પ્રશ્ન ઉત્પન્ન થશે કે મુર્તી ક્યાં છે? એને જવાબ આપવામાં આવશે કે અહિંયા મૂર્તી પૂજા નથી થતી અહિંયા તો ફક્ત એક અલ્લાહની જ સામે જ માથું ટેકવામાં અને ઝુકાવવામાં આવે છે. ઈસ્લામમાં મુર્તી પૂજા ને કોઈ સ્થાન જ નથી તો બની શકે છે કે એ માણસ ઈસ્લામ તરફ આકર્ષાય અને ઈસ્લામ કબુલ કરી લે.

ખુદ રસુલુલ્લાહ સ.અ.વ. ના જમાનામાં કાફીરો અને મુશરીકો અને ઈસાઈઓ અને યહુદીઓ મસ્જીદમાં આવતા હતા એક વાર એક ગામડીયા માણસ મસ્જીદમાં આવી એક ખુણામાં પેશાબ કરવા લાગ્યો અમુક સહાબા એને મારવા દોડ્યા આપ સ.અ.વ.એ એમને રોક્યા અને કહ્યું પેશાબ કરી લેવા દો અને અને ખુબ જ નરમીથી કહ્યું એના ફારીગ થઈ ગયા પછી સહાબાને ફરમાવ્યું ત્યાં પાણી છાંટી દેવામાં આવે કેમ કે મસ્જીદ માટીની હતી એના ઉપર ખજુરનાં પાંદડા નાખી દેવામાં આવતા હતા જેથી એ જગ્યા પાક થઈ જાય. પાછળથી એ માણસને બોલાવ્યો અને સમજાવ્યો કે આ મસ્જીદ અલ્લાહનું ઘર છે અહીંયા પેશાબ વિ.

કરવો નહીં. આનાથી એ પ્રભાવિત થયો અને મુસલમાન બની ગયો. એવી જ રીતે એક વાર એક કાફીરે આવી સવાલ કર્યો અલ્લાહ કોણ છે? તમે અલ્લાહ અલ્લાહ કરતા રહો છો તો એ શું છે?

અલ્લાહના રસુલ (સ.અ.વ.) મુંઝવણમાં પડી ગયા કે શું જવાબ આપવો ત્યાં જ સુરએ ઈખલાસ નાઝીલ થઈ (તરજુમો) (એ રસુલ) કહી દો કે અલ્લાહ એક જ છે એ બે નિયાઝ છે. (એને કોઈની પણ જરૂરત નથી જેમકે) ન તો એને કોઈ બાળક છે અને ન તો એના કોઈ મા-બાપ છે અને એના જેવું બીજું કોઈ પણ નથી અર્થ એનો કોઈ જોટો નથી એના બરાબરીનો કોઈ છે જ નહીં.

આ દ્રષ્ટાંત આપવાનો હેતુ ફક્ત એટલો જ કે રસુલ્લાહ (સ.અ.વ.)ના જમાનામાં કાફીરો યહુદીઓ ઈસાઈઓ વિગેરે મસ્જીદમાં આવતા હતા એમને રોકવામાં આવતા ન હતા માટે મસ્જીદમાં આવવાથી રોકવામાં ન આવે અને કોઈ સવાલ કરે તો એનો સંતોષપૂર્વક જવાબ આપવામાં આવી. બની શકે છે કે તે મુસ્લીમ થઈ જાય.

## નઝરેબદની હકીકત બચવાનો તરીકો અને દુઆ

અમુક વખત કોઈ બાળકને અને મોટા માણસને પણ નઝરે બદ લાગી જાય છે કેમ કે રસુલ સ.અ.વ.નું ફરમાન છે કે નઝર લાગવી હક છે. એટલે નજર લાગી શકે છે. એનાથી બચવું શક્ય છે અમુક વાતોનો ખ્યાલ રાખવામાં આવે તો એનાથી બચી શકાય છે. કુર્આન પાકની છેલ્લી બે સુરતો સુરએ ફલક અને સુરએ નાસ વધુ પડતું પઢતું રહેવું જોઈએ અને ખાસ કરીને સુરએ ફલક ને વધારે પઢવી જોઈએ.

સુરએ કહફની આયાત નં. ૨૫થી

માલુમ પડી છે કે જ્યારે કોઈ વસ્તુ પસંદ પડી જાય તો મા શા

અલ્લાહો લા હવલા વલા કુવ્વતા ઈલ્લા બિલ્લાહે કહેવું જોઈએ અમુક હદીષો માં આના સાથે દુઆ કરવાનું પણ કહેવામાં આવ્યું છે. પછી અલ્લાહુમ્મ બારીક ફિદા કહેવામાં આવે જે લોકો નઝર લગાવવામાં પ્રખ્યાત હોય છે (અર્થ જેની નઝર લાગી જ જતી હોય) એમનાથી પોતાની સારી અને ખુબસુરત વસ્તુઓને અને પોતાને પણ બચાવવામાં આવે (તબરાની) અલ્લાહના હુકમ વગર કોઈ કંઈ બગાડી શકવાનું નથી પરંતુ જ્યાં સુધી બને ત્યાં સુધી બચવાની કોશીશ કરી અને અલ્લાહ પર ભરોસો કરી સબ્ર કરે.

અને ઈખલાસના સાથે કોઈપણ નેક કામ કરે કારણ કે જે કંઈ પણ તકલીફ પહોંચશે તે આપણા આમાલની જ સજા છે અને એકેશ્વરવાદ (તવહીદી) પર પુરી આસ્થા અને માન્યતા રાખે.

નઝરેબદનો સૌથી સારો અમલ એ છે કે આપણ ને જેની નઝર લાગવાનો અનુમાન હોય તેવા માણસને ગુસ્લ (સ્નાન) અથવા કમથી કમ વુઝુ કરવાનું કહેવામાં આવે અને જે પાણી થી ગુસ્લ અથવા વુઝુ કર્યું છે એને જવા ન દે બલ્કે કોઈ ટબ વિ.માં રાખી અને એજ પાણી પાછળથી જેને નઝર લાગી હોય તેના માથા પર નાખી દે એવી રીતે કે એ માણસ ભીંગાઈ જાય આવું કરવાથી નઝરેબદ ઈ.અ. દુર થઈ જશે.

પરંતુ જેને નહાવાનો અનુરોધ (દરખાસ્ત) કરવામાં આવે એને ઘણી જ ખુબીપૂર્વક કહેવામાં આવે અને જે તે ગુસ્લનું કહેવામાં આવે રસુલ (સ.અ.વ.)એ ફરમાવ્યું એ માણસ વિરોધ ન કરે બલ્કે કરી લે. (મુસ્લીમ - બુખારી)

રસુલુલ્લાહ સ.અ.વ. એ આ વિષયમાં એક સહાબી (રદી)ને ગુસ્લ કરાવ્યું હતું. (ઈબ્ને માજીદ)

નઝરે બદથી બચવા માટે સુરએ ઈખલાસ અને સસરએ બકરહની છેલ્લી બે આયતો પણ પઢતા રહેવું જોઈએ અને આયતુલ કુર્સી પણ પઢતું રહેવું જોઈએ.

# જેને નઝર લાગી ગઈ હોય તેના માટે દમ અને ઈલાજ

એકવાર નબીએ કરીમ સ.અ.વ. બિમાર થઈ ગયા તો હઝરત જીબ્રઈલ (અ.)એ આ દુઆ પઢી દમ કર્યું. બિસ્મીલ્લાહે મુબરીક વ મીન કુલ્લી દાઈન અશફીકા વ મીન શરરી હાસેદીન ઈઝા હસદા વ મિન કુલ્લી ઝી ઐનન - નબી અ.અ.વ. હઝરત હુસૈન અને હસન (રહ.)ને દમ કરતા રહેતા હતા. એ દમ આપણે પણ આપણા ઉપર કરવું જોઈએ અઉઝો બિકલીમાતીલ્લાહીત્તામતે મિન કુલ્લે શયતાનીન વહામ્માત વ મિન કુલ્લે ઐનિન લામ્માત (બુખારી)

બિસ્મીલ્લાહી ઉરકીકે વ મિન કુલ્લે દાઈન યશ્ફીકા વ મિન શરરે કુલ્લે નફસિન અંવ મિન ઐને હાસીદીન (મુસ્લીમ)

અઉઝુ બિકલીમાતીલ્લાહિત્તમ્માતે મિન ગઝબેહી વ ઈકબાહે વ મિન શરરે ઈબાદેહે વમિન હમઝાતિશ-શયાતેને વ એંય યહઝુરૂન.

અને અમુક લોકો એમ સમઝતા હોય છે કે આમાલ કરવાની શું જરૂર છે? આપણા નસીબમાં જે લખેલુ છે તે થવાનું જ છે. જન્નત લખેલી હશે તો જન્નત મળશે અને જહન્નમ લખેલી હશે તો જહન્નમ મળશે આમાલ નમાઝ વિ. ઈબાદતની શું જરૂર છે? ખુબ જાણી લો કે આ માન્યતા તદ્દન ખોટી છે અને ભુલ ભરેલી છે કેમ કે તકદીર એટલે નસીબ તેની અમુક વ્યાખ્યા અને તેના પ્રકાર છે એક પ્રકાર તો એ છે કે તકદીરમાં જે કંઈ પણ લખેલું છે એમાં કોઈપણ જાતનો ફેરફાર થશે નહીં અને આના ઉપર સંપૂર્ણ ઈમાન લાવ્વું માણસ પર ફરજીયાત છે આને તકદીરે મુબર્રમ કહેવામાં આવે છે. અને એક પ્રકાર તકદીરની એ છે કે માણસના અમલ ઉપર છોડવામાં આવ્યું છે. કે આ કામ કરશે તો આવું થશે અને નહીં કરે તો નહીં થાય અને તકદિરે મુઅલ્લક કહેવામાં આવે છે.

કેમ કે અલ્લાહના રસુલ સ.અ.વ. એ ફરમાવ્યું છે કે બે વસ્તુઓ તકદીરને બદલે છે એક દુઆ અને બીજી સદકો. દા.ત.

એક માણસની તકદીરમાં કોઈ અણધારી મુસીબત લખેલી છે પરંતુ એ મુસીબતનો આધાર માણસની દુઆ અથવા સદકા પર રાખેલ છે કે જ્યારે એ દુઆ કરશે અથવા સદકો કરશે તો એ મુસીબત દુર થઈ જશે અને દુઆ અથવા સદકો નહીં કરે તો એ મુસીબત આવી ને જ રહેશે. આનાથી માલુમ પડે છે કે અમુક પ્રકારની તકદીર દુઆ અથવા સદકાથી બદલાઈ શકે છે. આને જ તકદીરે મુઅલ્લક કહેવામાં આવે છે. જેમકે હઝરત મુસા અ. અલ્લાહથી કલામ કરવા જઈ રહ્યા હતા. રસ્તામાં એક કાફિર માણસ જે ઘણોં જ તંદુરસ્ત અને હટ્ટો કટ્ટો હતો. મુસા અ. ને કહ્યું કે તમે જ્યારે અલ્લાહથી વાત કરવા જઈ રહ્યા છો તો જરા પુછી લે જો કે મારી મોત ક્યારે આવશે? હઝરત મુસા અ. કહ્યું ઠીક છે અને જ્યારે અલ્લાહથી વાત થઈ તો પુછ્યું તો અલ્લાહે ફરમાવ્યું કે કહી દો કે આવતી કાલે એ આવશે મુસા તેનું એને આવીને કહ્યું તો એ કહેવા લાગ્યો કે હું તો બિલ્કુલ તંદુરસ્ત છું. આવતીકાલે કેવી રીતે મોત આવશે? મુસા અ. ચાલતા થયા બીજા દિવસે જ્યારે કલામ કરવા જવા લાગ્યા તો એ માણસ ફરીથી મળ્યો અને એતો જીવતો હતો. મુસા. અ.ને કહ્યું કે હું તો જીવતો છું તમારી વાત ખોટી સાબિત થઈ જરા ફરીથી પુછતા આવજો. કેમ મોત આવી નથી? અને કયારે આવશે? મુસા (અ) એ અલ્લાહથી પુછ્યું અલ્લાહે કહ્યું કે એની મોત તો ગઈકાલે આવવાની જ હતી પરંતુ એણે એક સદકો કર્યો એટલે એની મોત લંબાવી દેવામાં આવી છે. પેલા માણસને જ્યારે આ વાત બતાવવામાં આવી તો એ અચંબામાં પડી ગયો કે આ શું? મેં સદકો તો બિલ્કુલ છુપી રીતે કર્યો હતો. મુસા અ. અને એમના રબને ખબર કેવી રીતે પડી માલૂમ પડે છે કે મુસા (અ.) સાચા નબી છે. જેથી આ શખ્સ ઈમાન લાવી મુસ્લિમ થઈ ગયો.

આ વાકેઆથી પણ માલુમ પડે છે કે અમુક તકદીરમાં અલ્લાહ

અલ્લાહ એને ઉઠાવશે અને લોકોમાં માન અને સન્માન અર્પણ કરશે. માટે નરમીં અને તવાઝુઅ અપનાવવું જોઈએ અને ઘમંડથી કોસો દુર રહેવું જોઈએ અહિંયા સુધી કે ઘમંડ વિષે વિચારવું પણ ન જોઈએ. દુન્યામાં હેરાન અને પરેશાન થવાનું આ પણ એક મોટું કારણ છે.

અમુક લોકો એમ સમજતા હોય છે કે જાદુ અને નઝર કોઈ વસ્તુ જ નથી અને આની કોઈ હકીકત અને મહત્વ નથી. આ ખોટી સમઝ છે અને અણસમઝીની વાત છે.

અલ્લાહના રસુલ સ.અ.વ.એ ફરમાવ્યું છે કે અલ-અયનુ હક્કુન અર્થ નઝર લાગવી બિલ્કુલ હક છે અને લાગે છે અને જાદુ વિષે અલ્લાહના રસુલ સ.અ.વ.નું ફરમાન છે ગુનાહે કબીરહમાંથી એક જાદુ છે અને એને શીર્ક અને મુર્તી પુજાથી પણ સરખાવવામાં આવ્યું છે. અગર જો તે હક ન હોત તો એને ગુનો શું કરવા કહેવામાં આવ્યું હોત? અને એનાથી બચવાની તાકીદ કેમ કરીને કરવામાં આવી હોત? માલુમ પડ્યું નઝર અને જાદુ બિલ્કુલ સાચી હકીકત છે. હદિષની લગભગ દરેક કિતાબમાં આ વાત નોંધવામાં આવી છે કે હુઝુર (સ.અ.વ.) ઉપર કબીલએ બનુ ઝુરકમાં પડી એક માણસે જેનો આપ ઉપર અસર પણ થયો કે આપ સ.અ.વ. એ કોઈ કામ કર્યું ન હતું તો પણ આ ખ્યાલ આવતો રહેતો કે મે આ કામ કર્યું છે ઘણા દિવસ સુધી આવુ ચાલતુ રહ્યું હઝરત આયશા ફરમાવે છે કે આપ સ.અ.વ. રોજ રાત્રે દુઆ કરતા અહિંયા સુધી કે એક દિવસ ફરમાવા લાગ્યું કે અલ્લાહે મારી દુઆ કબુલ કરી છે એક દિવસ મારી પાસે બે માણસ આવ્યા એક મારા માથા પાસે બેસી ગયો અને એક પગ પાસે અને બીજાથી પૂછવા લાગ્યો કે આ શખ્સને શું થઈ ગયું છે? બીજા એ ઉત્તર આપ્યો કે આમને જાદુ કરવામાં આવ્યું છે. કોણે કર્યું. તો જવાબ આપ્યો લબીદ બિન આસમે કર્યું છે. કઈ કઈ વસ્તુમાં કર્યું છે? તો જવાબ આપ્યો કે કાંસકી, વાળ, અને ખજુરાના ગિલાફમાં અને તે ક્યાં છે? તો જવાબ આપ્યો ઝરવાન નામી કુવામાં. અને રસુલુલ્લાહ (સ.અ.વ.) અમુક શહાબાને સાથે લઈ

તે કુવા પાસે ગયા અને કાઢી લઈ આવ્યા અને પાછુ તે અંદર નાખી દેવામાં આવ્યું અને આપ (સ.અ.વ.) ફરમાવા લાગ્યા કે એ આઈશા એનું પાણી ઘણું જ લાલ થઈ ગયું હતું અને એનાં ખજુરના માથા એવા હતા જેવા કે શેતાનના માથા.

હઝરત આઈશા (રદી)એ પુછ્યું આપે એને કુવામાંથી કાઢ્યું નહીં? આપ સ.અ.વ. જવાબ આપ્યો કે અલ્લાહે મને આફીયત આપી હું નથી ચાહતો કે દુન્યા આનાથી કોઈ શર અને ફિત્નામાં મુબતલા થઈ જાય અને પછી એમાંથી કાઢી જમીનમાં દાડી દેવાનો હુકમ કર્યો!!!

અગર માલુમ પડે કે કોઈના ઉપર જાદુ કરવામાં આવ્યું છે તો સુરએ બકરહની આયાત નં. ૧૦૨ વારંવાર પઢવામાં આવે અને એના ઉપર દમ કરવામાં આવે અથવા એના બન્નેવ જમણા અને ડાબા કાનમાં વારંવાર પઢવામાં આવે અથવા ઝમઝમમાં વારંવાર દમ કરી પાણી એના ઉપર છાંટવામાં આવે અને પીવડાવવામાં આવે ઝમઝમ ન હોય તો બીજુ કોઈ પણ પાણી પર ઉપરોક્ત અમલ કરવામાં આવે અને એના માથા ઉપર અને ચેહરા ઉપર અને છાતી ઉપર છાંટવામાં આવે - અગર કોઈને જીનનો અસર હોય તો પણ ઉપરોક્ત અમલ કરવામાં આવે.

આયાત નં. ૧૦૨નો તરજુમો

અને સુલેમાન (અ.)ના શાસનકાળમાં શયાતીન જેને પઢતા હતા એની એ લોકોએ પૈરવી કરી અને સુલેમાન અ. કુફ્રનું કામ ન કર્યું - પરંતુ શૈયતાને કુફ્રનું કામ કર્યું. લોકોને જાદુ શીખવાડ્યું હારૂત અને મારૂત બે ફરીશ્તાઓ ઉપર જેમાં બાબુલમાં ઉતાર્યું એને શીખવાડ્યું અને કહેતા હતા હમે તો ફક્ત આઝમાઈશ માટે છીએ તમે કુફ્ર ન કરો અને એ લોકોએ બન્નેવથી શીખતા એવી વાતો જેનાથી શોહર અને બીવીના દરમ્યાન જુદાઈ થઈ જતી. પરંતુ એ અલ્લાહના હુકમ સિવાય કઈ નુકશાન કોઈને પણ પહોંચાડી શકતા ન હતા અને શીખતા હતા. એવી વસ્તુઓ જે એમને નુકસાન પહોંચાડે અને ફાઈદો કઈ ન પહોંચાડે અલબત્ત જાણી ગયા એ લોકો આ વાત કે આખીરતમાં જેણે આ વેચાણ

લીધું એના માટે કઈપણ હિસ્સો નથી અને જેના બદલામાં પણ આ લોકોએ પોતાને વેચયા એ અત્યંત ખરાબ છે કાશ એ આ લોકો સમજતા હોત.

આ આયત ઝમઝમ પાણી પર પઢી જાદુવાળી વ્યક્તિ સ્ત્રી હોય તો એના બાલ ખોલી એના બાલોમાં અને આંખોમાં અને છાતી ઉપર છાંટવામાં આવે અને થોડું પાણી પીવડાવવામાં આવે. ઝમઝમ ન હોય તો બીજુ સાદુ પાણી પણ ચાલી શકે છે. કારણ કે જીન ને જાદુ બાલોના જરીએ આંખોના ઝરીએ અને ખુલા મોઢેથી પણ ઘુસી જાય છે - અને જેણે સીતારાઓનું ઈલ્મ સીખ્યું તો સમજી લેવું કે એણે જાદુનો એક હિસ્સો શીખી લીધો આ ઈલ્મમાં જે જેટલો આગળ જશે એ એટલો જ જાદુમાં પણ આગળ વધશે. જે કારણથી દરેક મુસ્લીમે આ ઈલ્મ શીખવાથી બચવું જોઈએ. ચાર હાલતમાં જીન જલ્દી માણસમાં દાખલ થઈ શકે છે. (૧) ખુબ જ ગુસ્સામાં હોય (૨) પોતાની પત્ની સાથે સહવાસ માણતો હોય (૩) પેશાબ અથવા પાખાના માટે ગયો હોય (૪) સખ્ત ગભરાયેલો હોય - માટે આ ચારેય હાલત શરઈ અને સુન્નતના મુતાબીક હશે તો જીન અને જાદુનો અસર થઈ શકશે નહીં. કેમ કે પેશાબ અને પાખાનામાં જતી વખતે દુઆ પઢી પહેલા ડાબો પગ મુકે - હમ બિસ્તર થતા પહેલાં પણ દુઆ પઢે અને સુન્નતના મુતાબિક હમ બિસ્તર થાય તેમજ શરઈ કારણ વગર ખુબ ગુસ્સો ન કરો તેમજ અલ્લાહથી ડરો અને ખૌફ ફક્ત અલ્લાહથી જ હોવો જોઈએ બીજા કોઈથી પણ નહીં.

માણસ જ્યારે ઝિક્રમાં મશગુલ હોય છે ત્યારે કોઈપણ જીન દાખલ થવાની કોશીશ કરે છે તો બળીને રાખ થઈ જાય છે.

માટે જાદુ અને જીન ઉપરોક્ત આ ચારેય સમયનો ઈન્તજાર લાંબા વખત સુધી કરતો રહે છે પછી દાખલ થઈ જાય છે માટે ઉપરોક્ત ચારેય હાલતથી બચવું જોઈએ.

જાદુનો ઈલાજ શરઈ અને ઈમાની તરીકાના મુતાબિક જ હોવું

જોઈએ કાફીરથી અથવા શરીઅત વિરુદ્ધ ઈલાજ કરવું ખુબ જ મોટો ગુનો અને વાંધાજનક છે. આ ઈલાજ બે રીતે થાય છે ઈમાની (કુર્આની) અને શૈતાની.

આ માટે કાફીરો પાસે ઈલાજ કરાવવું દા.ત. સાધુ પાસે અથવા મંદિરમાં જઈ ઈલાજ કરાવવું ઘણો જ મોટો ગુનો છે. કારણ કે આ લોકો ગેરુલ્લાહથી મદદ માંગતા હોય છે માટે આ કૃત્ય શીર્કમાં દાખલ થઈ જાય છે આવા લોકો પાસે ઈલાજ કરાવવાથી માણસ પોતાનો ઈમાન ખોઈ બેસે છે જ્યારે કે એમના ઈલાજ પદ્ધતિથી એક જાતનો એઅતેકાદ અને માન્યતા માણસના દિલમાં ઘર કરી જાય છે અને માની લો કે એમના ઈલાજ પદ્ધતિથી એઅતેકાદ ઘર ન પણ કરે તો પણ માણસનું ઈમાન ઘણું જ કમઝોર થઈ જાય છે...

અને એવી જ રીતે એવું પણ બને છે કે ઘણા તાવીજ બનાવનાર મુસ્લીમો એમની પાસે તાવીજ માટે આવનાર લોકોને ખુબ જ ગુમરાહ કરતા રહે છે અને અંધારામાં રાખતા હોય છે જેમ કે કોઈ બહુ બિમાર અથવા પરેશાન માણસ જ્યારે એમની પાસે જાય છે તો એમને કહેવામાં આવે છે કે તમારા ફલાણા સગા - સંબંધીએ તમારા ઉપર જાદુ કરાવ્યું છે અથવા તમારો ધંધો - રોજગાર બાંધી દીધો છે એવી એવી જુઠાણી અને પાયા વિહોણી વાતો એમને કહેવામાં આવે છે જેનાથી આવનાર માણસનાં દિલમાં પોતાના સગા સંબંધીનાં વિશે કોઈ જ જગ્યા રહેતી નથી અને ઘણી જ દુશ્મની થઈ જાય છે. ખુબ જાણી લો કે આવા તાવીજ પલીદા કરનાર લોકો ફિત્નો ફેલાવનાર તેમજ લડાઈ ઝઘડા કરાવનાર હોય છે અને ધોકો આપનાર હોય છે. અને એમની વાતો સાચી પણ હોતી નથી માટે આવા લોકોથી દુર જ રહેવું જોઈએ અને આ લોકો તાવીજ બનાવવા માટે અમુક વખત નાપાક અને કાફીર જીનોથી પણ મદદ લેતા હોય છે. જે ઈબલીશ અને શૈતાનની અવલાદ હોય છે. જે આવી ને જુઠી વાતો બતલાવતા હોય છે માટે આવા ઢોંગી અને પોતાના સ્વાર્થ ખાતર લોકોને બહેકાવનાર માણસથી દુર રહી પોતાના

ઈમાનની હિફાઝત કરવી અત્યંત જરૂરી છે નહીં તો આનું ઉલ્લઘન કરવાની સુરતમાં દુન્યા અને આખેરત બન્નેવનું નુકશાન છે.

અને આ વાત પણ યાદ રાખવી જોઈએ કે તાવીજ બનાવનાર માણસ પાસે જે જીન આવતો હોય છે અગર તે મુસ્લીમ હોય છે તો તે પણ લગભગ જુઠ બોલતો હોય છે અને જો કાફીર હોય છે તો એતો સો ટકા જુઠ બોલતો હોય છે. આથી ખુદ તાવીજ બનાવનાર માણસને અથવા આલીમને પણ ખબર હોતી નથી એ તો એવું સમજતો હોય છે કે હું જે કામ કરૂં છું એ લોકોના ફાયદા ખાતર જ છે અને એમની ભલાઈ માટે જ કરું છું પરંતુ આવું હોતુ નથી. આવું કરવામાં ફાયદો ઓછો અને નુકશાન વધુ છે.

સાઉદી અરેબિયામાં તાવીજ બનાવવા પર જે પ્રતિબંધ છે એનું મુખ્ય કારણ આ જ છે - તમે કોઈ જાનવરને બિલ્કુલ કાળો જુઓ દા.ત. કુતરું, બિલાડો વિ. તો સમજી લેવું કે આ જીન હોય શકે છે. કારણ કે જીનો ને કાળી વસ્તુ અને અંધારૂ વધારે પસંદ હોય છે માટે આપણા ઘરને અંધારમય રાખવું નહીં તેમજ ઘરમાં તસ્વીર વિ. રાખવી નહીં અને તમારે જાણવું હોય કે આ ઘરમાં જીન નો અસર છે કે નહીં તો આની ખાતરી કરવા માટે ઘરમાં કોલસા લાવી રાખી દો. અમુક દિવસો પછી અગર તેમાંથી કઈ ઓછા થઈ જાય તો સમજી લેવું કે ઘરમાં જરૂર અસર છે - સઉદી અરેબિયામાં જે તાવીજ બનાવનાર હોય છે એમને કાયદેસર પ્રમાણપત્ર (લાઈસન્સ) આપવામાં આવે છે અને એ લોકો પણ તાવીજ આપવા માટે નહીં ફક્ત જીન કાઢવા માટે અને એ પણ દમ અથવા કુર્આનની આયાતો પઢ્યા પછી કાઢવામાં આવે છે. રસુલ સ.અ.વ. એ કોઈ સહાબીએ કોઈને તાવીજ આપી નથી આથી જ ઘણા ઉલ્મા એકિરામ આને બિદઅત કહે છે - તાવીજ બનાવનાર ને એ પણ ખબર હોતી નથી કે મુસ્લીમ જીનથી મદદ લે છે કે કાફિર જીનથી મદદ લઈ રહ્યો છે. માટે જે કામમાં શંકા હોય તેને ન કરવામાં જ ફાઈદો અને બહેતરી છે. માટે સાઉદી અરેબિયામાં તાવીજ પહેરનારની

ખુબ જ ચકાસણી કરવામાં આવે છે કે કોના પાસેથી લીધો છે વિ. તપાસ કર્યા પછી જો લાઈસન્સ વગર કરતો હોય છે તો આકરી સજા કરવામાં આવતી હોય છે અને જો તે માણસ ત્યાંનો સીટીઝન નથી હોતો તો તેને દેશમાંથી કાઢી નાખવામાં આવે છે આવા પણ અમુક કિસ્સાઓ બનવામાં આવ્યા છે.

## કુર્આની અને ઈમાની ઈલાજ

આ વિશે સૌ પ્રથમ યાદ રાખવું જોઈએ કે તાવીજ બનાવનાર માંનુ નામ પુછે - અથવા દફન કરવા માટે કોઈ તાવીજ આપે અથવા કોઈ જાનવર મંગાવી એનું ખુન મરીઝના ઉપર નાખે અથવા કોઈ ખાસ રકમની માંગણી કરે અથવા માલુમ પડી જાય કે આ માણસ જાદુના તરીકાથી અથવા કુફ્રના રસ્તાથી ઈલાજ કરે છે તો સમજી લેવું કે આ માણસ ખોટો છે - અલ્લાહના રસુલ સ.અ.વ. નું ફરમાન છે કે જે માણસ કોઈ નજુમી (જ્યોતિષ) પાસે ગયો અને એની વાતો પર ભરોસો કર્યો તો એ માણસે રસુલ સ.અ.વ. જે દિન લઈ આવ્યા તેનો એણે ઈન્કાર અને કુફ્ર કર્યો (અર્થ કુફ્ર સમાન ગુનો લાગુ પડે છે)

જ્યોતિષ જે સિતારાના ઉપર આધારિત છે અને આની પણ કોઈ હકીકત નથી કારણ કે અમુક સીતારા રોજ ઉગે છે અને આથમે છે અને અમુક વર્ષે દહાડે ઉગે છે અને આથમે છે અને અમુક આનાથી પણ વધારે સમય લે છે. દા.ત. ૧૦ વર્ષ તો નજુમીના કાનમાં શૈતાન આવી એવું કહેતા હોય છે હવે જ્યારે આ ઉગસે અથવા આથમશે ત્યારે આવું થશે જે બિલ્કુલ તદન ખોટું છે કારણ કે અલ્લાહના રસુલ સ.અ.વ.ના દુન્યામાં પેદા થવાથી ઘણી વાતો નવી બની છે. દા.ત. એક બાદશાહના મહલમાં મીનારા પડી જવા, રૂમના બાદશાહનાં મહેલમાં વર્ષોથી ચાલતી આગનું આપોઆપ ઓલવાઈ જવું વિ. એ વિશેષ કામોમાંથી એક આ પણ છે કે અલ્લાહના રસુલ સ.અ.વ.ના આગમન પહેલા શૈતાનના ચેલાઓ આસ્માન ઉપર જઈ ફરીશતાઓ દરમ્યાન ચાલતી વાતો લઈ

આવતા અને એમાં પોતાની તરફથી જુઠ ઉમેરી આ નજુમીઓને કહેતા હતા પરંતુ જ્યારે આપ સ.અ.વ.નું આગમન થયું ત્યારે એમના ઉપર જવામાં પાબંદી લગાવી દેવામાં આવી હવે કોઈ ઉપર જઈ શકતું નથી અને જો કોઈ જવાની કોશીશ કરશે તો તેના ઉપર આગનો એક ખતરનાક શોલો ફરીશ્તાઓ મારફત નાખવામાં આવે છે જેનાથી એ બળીને રાખ થઈ જાય છે અને મરી જાય છે આપણને અમુકવાર જે સીતારો પડતો દેખાય છે એ આજ શૈતાનના ચેલાને મારવામાં આવેલ આગના શોલા હોય છે માટે નઝુમી જે કઈ વાત બતાવે છે તે તદ્દન ખોટી અને જુઠી હોય છે. એમની વાત પર વિશ્વાસ અને ભરોસો મુકવો ઉપરોક્ત જણાવ્યા અનુસાર કુફ્ર સમાન ગુનો છે. નજુમી સીતારાની વિદ્યા અને ઈલ્મને બરકતવંત સમજે છે જે ખોટું છે. શૈતાનના ચેલાઓ એને આ વિશે ખોટી માહિતી આપે છે. શૈતાનના ચેલાઓ એના કાનમાં આવી ખોટું બોલે છે કે ભવિષ્યમાં આવું થશે આ નજુમી એવું સમઝે છે કે આ શખ્સના ઈલ્મના કારણે છે એને મહત્વ આપે છે અને ફઝીલતવાળું સમજે છે.

મ દીનહ મુનવ્વરાહ મા જન્નતુલ બકીઅ નામી કબ્રસ્તાનમાં જે મસ્જીદે નબવીની બિલ્કુલ સામે છે તેમાં ત્રીજા ખલીફા હઝરત ઉસ્માન અને દાઈ હલીમા જેણીએ આપ સ.અ.વ.ને દુધ પીવડાવ્યું હતું. તેમજ જંગે ઉહદના શહિદો અને તે ઉપરાંત દસ હજાર ઉપર સહાબીઓ અને એમની અવલાદો જન્નતુલ બકીઅ મા મદફુન છે કિયામતના દિવસે સૌથી પહેલા આ કબ્રસ્તાન વાસીઓ ઉઠશે અને આપ સ.અ.વ. ત્યાં સુધી જન્નતમાં નહીં જશે જ્યાં સુધી આ કબ્રસ્તાન વાસીમાંથી એક એકની મગફિરત નહીં કરાવી લે અને જેને રસુલુલ્લાહ સ.અ.વ.ની શફાઅત નસીબ થાય એનાથી વધારે નસીબદાર કોણ હશે? આ જન્નતુલ બકીઅ મા મદફુન બધા જ જ્યારે જન્નતમાં પહોંચી જશે ત્યારે બિલ્કુલ છેલ્લે આપ સ.અ.વ. જન્નતમાં જશે. આ હદીષથી જન્નતુલ બકીઅની ફઝિલત સાબિત થાય છે મદીના મદિનહ મુનવ્વરાહનું મૌત અને

જન્નતુલ બકીઅ મા દફન થવાની ખાસ ફઝીલત છે.

તે છતાં એમાંથી ન તો કોઈની કબર પુખ્તા છે અને ન તો આમાંથી કોઈના નામની તખ્તી છે અને મદીનાં મુન્વરહના જુના લોકો જાણે છે કે આ કબર કોની કોની છે અને મદીના વાસીઓ હાજીઓને આ સહાબીઓનાં કબ્રની ઝિયારત કરાવવા લઈ જાય છે ત્યાં કોઈની કબ્ર ઉપર ફુલ ચઢાવવામાં આવે છે ન ત્યાં કોઈ ચાદર ચઢાવવામાં આવે છે અને ન તો ઉર્સ કરવામાં આવે છે જ્યારે આ મોટા મોટા સહાબા (રદિ.)ના મઝાર પર આ બધુ કરવામાં નથી આવતું તો આપણે ત્યાં વલીઓની કબ્ર પર કેમ કરીને કરવામાં આવે છે? શું આ જાઈઝ હોઈ શકે છે? હરગીઝ નહીં અને જો આ બધી વાતો જાઈઝ હોત તો શું આપ સ.અ.વ. આનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યા વગર દુન્યાથી રુખશત થઈ ગયા હોત? હરગીજ નહીં! ખુબ જાણી લેવું જોઈએ કે આ બધુ કરવું નાજાઈઝ અને શરીઅત અને આપ સ.અ.વ.ની સુન્નતની તદ્દન વિરુદ્ધ છે.

કોઈપણ વલી પીર કે નબી પાસે ન તો કોઈ દુઆ માંગવામાં આવે ન તો કોઈ હાજત માંગવામાં આવે અને ન તો મન્નત માંગવામાં આવે આ બધા કામો શીર્ક ગણાય છે પોતાની નાની હાજતો પણ અલ્લાહથી જ માંગવી જોઈએ અને મન્નત પણ અલ્લાહથી જ માંગો અગર મન્નત પણ અલ્લાહ સિવાયની લેવામાં આવશે તો આ કામ પણ શીર્ક ગણાશે અને શીર્કનું હંમેશનું ઢેકાણું જહન્નમ છે. ન તો ઉર્સ કરો ન તો ફુલ ચઢાવો ન ચાદર આ બધા કામો બિદઅતનાં છે અને સુન્નત વિરુદ્ધ છે. રસુલુલ્લાહ સ.અ.વ. ના જમાનામાં ન આ થયું છે ન તો આપ સ.અ.વ.ની કોઈ હદિષથી સાબિત છે અને ન તો કોઈ સહાબીએ આવું કર્યું છે ન કરવાનું કહ્યું છે. તમારી નાની નાની હાજતો પણ અલ્લાહથી જ માંગો દુઆને પણ ઈબાદત ગણવામાં આવે છે દુઆ ઈબાદતનું ભેજું છે. ઘણી ઉંચી ઈબાદત છે જેમ કે આપણે દરેક નમાઝની દરેક રકાત માં સુરએ ફાતેહા પઢીએ છીએ એમાં અલ્લાહથી

દુઆ કરીએ છીએ. એ અલ્લાહ હમે તારી જ ઈબાદત કરીએ છીએ અને તારાથી જ મદદ માંગીએ છીએ. માટે ઘણા ખરા અલ્લાહના વલીઓ એવા પણ થયા છે જે કોઈની પાસે પાણી સુદ્ધા પણ માંગતા ન હતા અને કારણ બતાવતા કે આ પણ અલ્લાહ સિવાયથી મદદ માંગવા બરાબર છે અને ઈય્યા કા નસ્તઈનો ના વિરુદ્ધ છે તો જ્યારે આ લોકો પાણી બીજાથી માંગવાને પણ ગૈરુલુલ્લાહથી માંગવા બરાબર સમજે છે અને અલ્લાહનો ખૌફ રાખે છે તો આપણા માટે કબ્રવાળા પાસે માંગવું કેટલી હદ સુધી જાઈઝ હોઈ શકે છે? આ વિચાર કરી સમજવાની જરૂર છે. કારણ કે અલ્લાહ પર તવક્કુલ ઘણી મોટી વાત છે. જે અલ્લાહ પર તવક્કુલ રાખે અલ્લાહ એને કાફી છે એને બીજા કોઈની જરૂર નથી અલ્લાહ એની પર ભરોસો રાખવાવાળાને પસંદ કરે છે અને એની જરૂરતો પુરી કરે છે ઈન્નલ્લાહ યુહિબ્બુલ - મુતવક્કિલીન

તાજીયા કાઢવા એની પાછળ ચાલવું અને એને માન અને સન્માનથી જોવું અને માતમ કરવું આ બધા કામો પણ બિદઅત છે આનાથી બચવું જોઈએ કારણ કે આપ સ.અ.વ.ના ઝમાનામાં આ બધું થયું નથી અને ન તો કરવાનો હુકમ આપ્યો છે. તમારી પાસે બે મહત્વપૂર્ણ અને આધારભૂત કિતાબો છે કુર્આન અને હદિષ એની ઉપર પૂરેપુરા ચાલો અને અમલ કરો એમાં જ બન્નેવ જહાનની કામ્યાબી છે. આ બન્નેવને છોડી આમ તેમ જવાની કોઈ જરૂર નથી અને જે શંકા ઉપજાવનાર હોય એને છોડી દો નહીંતર તમને એ જહન્નમ સુધી લઈ જશે.

અને રસુલુલ્લાહ સ.અ.વ.નું ફરમાન છે કે એક મુસલમાનના બીજા મુસલમાન પર અમુક હક છે (૧) સલામ કરે તો જવાબ આપવું (૨) બિમાર થાય તો ખબર અંતર પુછવા જવું (૩) મરી જાય તો નમાઝે જનાઝા પઢવી દફનવિધિમાં શરીક થવું વિ. (૪) અને જયારે છીંક આવે તો એની છીંકનો જવાબ આપવો.

જેને છીંક આવે તે અલ હમદુલિલ્લાહ કહે અને સાંભળનાર

યરહમુકલ્લાહ કહે અને પછી જેને છીંક આવી હોય તે ફરી યહદિકુમુલ્લાહ વ યુસ્લીહુ બાલકુમ કહે. જાણી લો કે જેમ સલામનો જવાબ આપવું વાજિબ છે તેમજ જ્યારે આપણે છીંક ખાનારને અલ્હમદોલીલ્લાહ કહેતા સાંભળી જઈએ તો પછી એનો જવાબ યરહમુકલ્લાહ કહેવું પણ વાજીબ છે.

## નમાઝમાં તઅદીલ

(એટલે ખુબજ સુકુન સાથે પઢવા વિષે ખુબ જ જાણવા અને જીંદગીમાં ઉતારવા લાયક વાત)

બુખારી અને મુસ્લીમ શરીફમાં છે કે અલ્લાહના રસુલ સ.અ.વ. એક વાર મસ્જીદમાં બેસ્યા હતા એક અજાણ્યો માણસ મસ્જીદમાં આવ્યો અને ખુબ જ જલ્દી જલ્દી નમાઝ પઢવા લાગ્યો નમાઝ બાદ આપ સ.અ.વ.ની સેવામાં આવી સલામ અર્ઝ કરી. આપે (સ.અ.વ.) એ આવનાર માણસને કહ્યું ઈરજીઅ- ફસલ્લી ફઈન્નક લમ તુસલ્લી (ફરીથી નમાઝ પઢતે તો નમાઝ પઢી જ નથી) એ ગયો અને ફરી એવી જ રીતે નમાઝ પઢી અને આપ સ.અ.વ.ની સેવામાં આવી સલામ અર્ઝ કરી આપે એને ફરીથી નમાઝ પઢવા કહ્યું આમ ત્રણ વાર બન્યું તો પેલા આવનાર માણસે આપ સ.અ.વ.ની અર્ઝ કરી યા રસુલુલ્લાહ મને નમાઝ પઢતા નથી આવડતી મને આપ શીખવાડી દીઓ. આપ એ એને કહ્યું નમાઝ ખુબ જ સુકુનના સાથે પઢવી જોઈએ એવી રીતે કે (માણસના દરેક અંગ) રૂકૂઅ સજદા અને કિયામ તેમજ કાઈદામાં અને બન્નેવ સજદા દરમ્યાન) પોત પોતાની જગ્યા પર પહોંચી જાય અને સુન્નતનો ખુબ જ ખ્યાલ રાખી નમાઝ પઢવી જોઈએ. આ વાક્યો હદિષની લગભગ દરેક કિતાબોમાં' વર્ણવવામાં આવ્યો છે. ઉપરોક્ત વાક્યામાં હદિષમાં એમ પણ વર્ણવવામાં આવ્યું છે કે જ્યારે નમાઝ બાદ આવનાર માણસે સલામ અર્ઝ કરી તો આપ સ.અ.વ. ત્રણે વાર એના સલામનો જવાબ ત્યાં સુધી ન આપ્યો જ્યાં સુધી એણે પોતાની નમાઝ સહિહ ન

કરી લીધી. હદિષમાં વર્ણવવામાં આવેલ ઉપરોક્ત વાકેઆથી સ્પષ્ટ થઈ જાય છે કે તઅદીલે અરકાન અર્થ નમાઝના દરેક ભાગો કેટલા સુકુનના સાથે અદા કરવા જોઈએ. આપ સ.અ.વ.નો સલામનો જવાબ નમાઝ સહિહ થવા સુધી ન આપવો આ વાતથી પણ સુકુન સાથે નમાઝ પઢવાનો મહત્વ માલુમ પડે છે અને આ વાત ઘણું બધું કહી જાય છે. આજકાલ જોવામાં આવે છે કે લોકો એવી જલ્દી જલ્દી નમાઝ પઢતા હોય છે કે બન્નેવ સજદા દરમ્યાન બરાબર બેસતા પણ નથી હાલાંકે બરાબર બેસવું એ અલગ સુન્નત જ નહીં પરંતુ વાજીબ છે. અમુક હદિષોથી માલૂમ પડે છે કે આપ સ.અ.વ. એટલી વાર બેસતા કે સહાબા એવું સમજતા કે શું આપ બિજો સજદો કરવાનું ભુલી ગયા છે. હદિષમાં આવે છે ક ધ્યાન વગર અને જલ્દી જલ્દી જે નમાઝ પઢવામાં આવે છે એ નમાઝ માણસના મોઢા પર પાછી મારી દેવામાં આવે છે કે તારી આવી નમાઝની અમને કોઈ જરૂર નથી.

માટે દરેક માણસે ચાહે તેમુકતદી હોય અથવા ઈમામ ખુબ જ સુકુન અને ઈત્મીનાનથી નમાઝ પઢવી જોઈએ.

ઉપરોક્ત વાત એટલા માટે વર્ણવવામાં આવી છે કે માણસ પોતાની નમાઝને જ્યારે પઢવાનું શરૂ કરે છે તો શૈતાન અને શરકશ જીનો અને શૈતાનના ચેલાઓ ખરાબ અને દુન્યાના વસવસા નાખે છે અને માણસની નમાઝ ખરાબ અને બરબાદ કરી નાંખે છે અને આવી નમાઝ અમારા મોઢાં પર મારી દેવામાં આવે છે માટે જ્યારે નમાઝ પઢવાનું શરૂ કરે ત્યારથી જ ખુબ ખુશુઅ ખુઝુઅ અને ધ્યાનથી પઢે જેથી કરીને નમાઝ અમારા મોઢા પર પાછી મારવામાં ન આવે અને નમાઝનો અમને પુરેપુરો સવાબ મળે અને શૈતાન નમાઝમાં દુન્યાના ખ્યાલમાં રાખી મશગુલ કરી નાખે છે કે અમને એ પણ ભાન નથી હોતું કે ચાર રકાઅત પઢી છે કે ત્રણ અમુકવાર ત્રણ રકાત પર જ સલામ ફેરવી દેવામાં આવે છે આવું આપણી જ કોતાહી અને તવજ્જુહ ન આપવાના કારણે થાય છે... ખુઝુઅ અને ખુશુઅ સાથે નમાઝ પઢવાનો અર્થ એ છે

કે ખુબ જ ધ્યાનથી નમાઝ પઢવામાં આવે એવી રીતે કે નમાઝ પઢવા વાળો એમ સમઝે કે મેં અલ્લાહને જોઈ રહ્યો છું અને આ કેફીયત પૈદા ન થાય તો એવું વિચારે કે અલ્લાહ તો મને જોઈ જ રહ્યો છે આ ખૌફ અને દુન્યાના કોઈપણ ખ્યાલ વગર નમાઝ પઢવાને ખુશુઅ કહેવામાં આવે છે અને ખુઝુઅનો અર્થ આ છે કે માણસ નમાઝ દરમ્યાન પોતાના અવયવો જેમ રાખવાનો હુકમ છે એમ જ રાખે કપડાંથી અને બદનના અન્ય કોઈ અવયવોથી રમવું કે આમ તેમ ફાંફાં મારવા અથવા સીધું ઊભા ન રહેવું આ ખુઝુઅના વિરુદ્ધ છે અને આવું કરવાથી નમાઝ મકરૂહે તહરીમી થાય છે માટે દિલના ઈત્મીનાન (અર્થ દુન્યાનો કોઈ પણ ખ્યાલ વગર)થી અને શરીરના દરેક અંગો સાથે ઈત્મીનાનથી નમાઝ પઢવી મોટો સવાબ રાખે છે આનો ખ્યાલ રાખી નમાઝ પઢવાને ખુશુઅ ખુઝુઅ સાથે નમાઝ પઢવું કહેવાય છે.

જીન જે આગના શોઅલામાંથી પેદા કરવામાં આવેલ અલ્લાહની એક મખલુક છે અને એ દુન્યામાં મૌજૂદ છે અને આ એક હકીકત છે. કુર્આનની ઘણી આયતોથી એમનું હોવું સાબિત છે અને એમના મુતઅલ્લીક એક આખી સુરત નાઝીલ કરવામાં આવી છે જેનું નામ સુરએ જીન છે જીન શબ્દ કુરઆનમાં બાવીસ વખત આવ્યો છે અને જાન શબ્દ સાત વખત આવ્યો છે અને શૈતાનનો શબ્દ (જે પણ જીન જ છે) અડસઠ વખત આવ્યો છે.

જેમ જીન બરહક છે એમ જાદુ પણ બરહક છે કોઈ એમ કહે કે જીન અને જાદુ કોઈ વસ્તુ જ નથી આ એક બેઈલ્મી અને અજ્ઞાનતાની વાત છે આજે આપણે નકારી શકતા નથી - જાદુ બરહક છે એની દલીલ કુર્આન શરીફની ૧૦૨નં ની આયાત અને સુરએ યુનુસની ૮૧ - ૮૨ની આયતો અને સુરએ અરાફની ૧૧૭ની ૧૨૨ની આમ તો એક સુરએ તાહાની આયત નં. ૬૭થી ૭૯ આ આયતોથી સાબિત થાય છે કે જાદુ બરહક છે.

'રસુલ સ.અ.વ.ની હદિષ છે કે આપ સ.અ.વ. ફરમાવ્યું કે સાત

હલાક કરવાવાળા કામોથી બચો સહાબા કિરામ પુછ્યું કે એ સાત કામો કયા કયા છે. રસુલ સ.અ.વ.એ ફરમાવ્યું (૧) શીર્ક કરવું (૨) જાદુ કરવું (૩) કોઈને નાહક કત્લ કરવું (૪) વ્યાજ ખાવું (૫) યતીમોનો માલ ખાવો (૬) કાફિરો સાથેની જંગમાં પીઠ ફેરવી નાસી જવું (૭) પાક દામન ઈમાનવાળી ઓરતો પર આક્ષેપ લગાવવું (વ્યાભિચારી હોવાનો આક્ષેપ કરવું)

રસુલ સ.અ.વ.એ ફરમાવ્યું એ માણસ અમારામાંથી નથી (અર્થ એ અમારી ઉમ્મતમાંથી ખારીજ એટલે કિયામતના દિવસે મારી ઉમ્મતમાંથી ગણવામાં આવશે નહીં અથવા મારી શફાઅત અને ભલામણનો કિયામતના દિવસે હકદાર રહેશે નહીં) જેણે ફાલકાઢી અને જેણે ગૈબનો ઈલ્મ હોવાનો દાવો કર્યો અને જે નજુમી પાસે ગયો અને જેણે જાદુ કર્યું અને કરાવ્યું અને નજુમીની વાત સાચી માની લીધી એણે નબી સ.અ.વ.નો ઈન્કાર અને આપનું ઘોર અપમાન અને શિર્કનું કામ કર્યું. જેનું ઠેકાણું નર્ક છે.

રસુલ સ.અ.વ.ની બીજી હદિષ જેને અબુ મુસા અરઅરી (રદિ.) એ રિવાયત કરી છે કે શરાબ પીવાવાળો જાદુ પર યકીન રાખવાવાળો અને કતઅ રહમી કરવાવાળો (અર્થ રિશ્તેદારો સાથે વાતચીત બંધ કરવાવાળો અને રિશ્તો તોડવાવાળો) જન્નતમાં દાખલ થશે નહીં.

અને અલ્લાહ કુર્આનમાં કહે છે કે આ (જાદુ) અલ્લાહની મરજી વગર કોઈને કઈ નુકશાન પહોંચાડી શકતો નથી અને જે લોકો આ જાદુ શીખતા હતા જે તેઓ માટે નુકસાન કારક હતું અને કોઈ નફો પહોંચાડી શકતું ન હતું હાલાંકે તેઓ જાણતા હતા કે જે કોઈ જાદુ ને ઈખ્તેયાર કરશે તેના માટે આખેરતમાં કોઈ હિસ્સો નથી અને તે ઘણી જ ખરાબ વસ્તુ હતી જેના બદલામાં તેઓએ પોતાની જાતને વેચી નાખી કાશ કે આ વાત આ લોકો સમજી શકયા હોત? (સુરએ બકરહ)

કુર્આન મજીદ પુરેપુરુ શીફા છે જે જાદુ હસદ આસેબ ઝદહ વિ. નો ઈલાજ અને જીસ્માની બિમારીનો પણ ઈલાજ છે અર્થ માનસિક અને

શારીરિક એમ દરેક બિમારીનો એમા ઈલાજ છે અને ખાસ કરીને રુહાની (આત્મીક) બિમારીનો પણ ઈલાજ છે ખુલાસો એકે કુર્આન દરેક માટે પુરેપુરૂં ઈલાજ છે.

જાદુથી તફરીકની અલામત જાહેર થાય છે જેમ કે બાપ બેટામાં શોહર બીવીમાં બે ભાઈઓમાં અને બે પાર્ટનરોમાં બે દોસ્તોમાં જુદાઈ થઈ જાય છે અને મોહબ્બત અચાનક નફરતમાં તબદીલ થઈ જાય છે. બંનેવમાં શક પૈદા થઈ જાય છે. નાની નાની બાબતોમાં મોટા મોટા ઝઘડા થઈ જાય છે અને શોહર બીવીના ચેહરા એકબીજાને બદસુરત દેખાય છે કેમ કે શૈતાન એમનામાં પ્રવેશ કરી એકબીજાને બદસુરત દેખાડે છે તેમજ ભયાનક સપનાઓ આવે છે.

(જે માણસને ભયાનક સ્વપ્નો આવતા હોય તેણે જ્યારે આંખ ખુલી જાય ત્યારે ડાબી બાજુ ત્રણ વખત થુંકવુ જોઈએ) ઈ.સ. બીજીવારએ રાત્રે ભયાનક ખ્વાબ નહીં આવે કારણ કે સારા ખ્વાબ અલ્લાહ તરફથી આવે છે અને બુરા અને ભયાનક ખ્વાબ શૈતાન તરફથી આવે છે. (હદિષ)

બેશક દમ અને તઅવીઝ અને શોહરના દિલમા બિવીની મોહબ્બત નાખવાની ચીજ પણ શીર્ક છે - આ હદિષમાં દમ અને તાવીજથી મુરાદ આ દમ છે કે જેમાં જીન્નાત અને શૈતાનથી મદદ માંગવામાં આવે - અને રહ્યું કુર્આની દમ જે મસ્નુન દુઆઓ અને ઝિક્ર પર આધારીત હોય તે બિલ્કુલ જાઈઝ છે એમાં કોઈ શંકા નથી. રસુલ સ.અ.વ.ના ફરમાન મુજબ હર એવા દમ જાઈઝ છે જેમાં શીર્ક ન હોય. અહિંયા આ બન્ને હદિષોનો જે ફર્ક છે અને એમાં કઈ વાતોથી શીર્ક છે ને કઈ વાતો શીર્ક નથી અને જાઈઝ છે તે દરેક તાવીજ આપનાર આલીમોએ બહુ સારી રીતે જાણી લેવું જોઈએ. કેમ કે આ કિતાબના લેખકનો દાવો છે કે નેવું ટકા તાવીજ આપનાર આલીમો આ વાત જાણતા નથી હોતા કે તેની કઈ તાવીજમાં શૈતાન અને તેના ચેલાઓથી મદદ લેવામાં આવી છે અને કઈ તાવીજો મસ્નુન દુઆઓ અને ઝિક્ર પર

આધારિત છે. આ એક બારીક ઈલ્મ છે જેનો દરેક તાવીજ આપનાર આલીમે ધ્યાન રાખવું જરૂરી છે.

લેખકે જોયું છે કે ઘણા તાવીજ આપનારા એવી તાવીજ આપે છે કે જેમાં ગૈરૂલુલ્લાહની શેતાન અને નાપાક જીનોની મદદ લેવામાં આવે છે. દા.ત. ગુમ થયેલ વ્યક્તિ અને વસ્તુને હાજર કરવા માટે જે તાવીજ આપવામાં આવે છે એમાં શીર્ક જ હોય છે. દા.ત. એમાં લખેલું હોય છે કે ફલાં બીન ફલાં હાજીર કુન આ વાત લખવામાં આવે છે. એમાં એના નામ સાથે એની માનું નામ લખવામાં આવે છે અને કહેવામાં આવે છે કે હાજીર કૂન અર્થ ફલાણાને હાજીર કર યા ગુમ થએલ વસ્તુ હાજર કરો. તો જીન આ શખ્સ અથવા વસ્તુને શોધી કાઢે છે... આમા દેખીતી રીતે જીનની મદદ લેવાય છે. જે જીન ને તમે જોઈ શકતા નથી અને તાવીજ આપનાર આલીમ અને લેનાર શખ્સ પણ જાણતો નથી હોતો કે જે જીન એની મદદમાં આવે છે અને ખોવાયેલ પુત્ર કે વસ્તુ શોધી આપે છે તે જીન મુસ્લીમ છે કે યહુદી કે નસ્રાની કે ઈસાઈ. કોઈપણ જીન મુર્તીપૂજક નથી કારણ કે દરેક જીન જાણે છે કે જે મુર્તીઓની પૂજા કાફીરો કરે છે એ મૂર્તિઓમાં જીન પોતે જ બેઠા હોય છે. જે આ લોકોને ગેર માર્ગે દોરે છે. દા.ત. આ જીન ઘણીવાર દુધ પી જાય છે અથવા લાડુ ખાઈ જાય છે.

આને મુર્તી પૂજકો બહુ મોટો ચમત્કાર સમજે છે હાલાંકિ આ બધા કૃત્યો જીનો કરતા હોય છે. આ વાતો જીનો જાણતા હોવાથી કે મુર્તિઓમાં અમે પોતે જ હોઈએ છીએ. કોઈ પણ જીનની જમાત મુર્તિપુજક હોતી નથી. સીરતની અમુક કિતાબોમાં વાકેઆ વર્ણવામાં આવ્યા છે કે એક જગ્યા પર એક મુર્તીમાંથી અવાજ આવતો અને લોકોને જવાબ પણ આપવામાં આવતો આપ સ.અ.વ.ને આની ખબર આપવામાં આવી આપે એક સહાબી ને મોકલ્યા અને એ મુર્તીનું માથું ઉડાવવાનો હુકમ આપ્યો તેમજ કરવામાં આવ્યું તો તેમાંથી ધુમાડો નીકળ્યો અને અદ્રશ્ય થઈ ગયો આપ સ.અ.વ. હુકમ ફરમાવ્યું કે એમાં

શેતાન બોલતા હતો અને મુર્તીપૂજકોના સવાલનો જવાબ આપતો હતો તે લોકોને ગુમરાહ કરતો હતો.

અને જે તાવીજો એવી હોય કે એમાં ગૈરૂલ્લાહની મદદ લેવામાં આવી નથી હોતી અથવા જીન અને શૈતાનની મદદ લેવામાં આવી નથી હોતી. દા.ત. ગુમ થયેલ વસ્તુ અથવા વ્યક્તિને શોધવા માટે જે તાવીજ આપવામાં આવે છે એમાં લખેલું હોય છે કે આપ સ.અ.વ.ના વસીલાથી અથવા ફલાણી આયત અથવા સુરતની બરકતથી હાજર થઈ જાય. આવી રીતે લખવું ભલે દેખીતી રીતે બિલ્કુલ જાઈઝ છે પરંતુ શંકા ઉભી કરનાર જરૂર છે અને જે શંકા ઉપજાવનારૂં હોય એનાથી બચવું પણ જરૂરી છે.

સઉદી અરેબિયામાં અને ઘણા અરબ દેશોમાં મોટા મોટા આલિમોની મીટીંગ થઈ અને આ વાત ઉપર દરેકે સંમતિ આપી અને ફતવો જાહેર કરવામાં આવ્યો કે તાવીજ આપવું અને લેવું જ બંધ કરો. જે કારણથી ત્યાં તાવીજ પહેરેલ વ્યક્તિને પકડવામાં આવે છે અને સમજાવવામાં આવે છે કે તાવીજ ન પહેરો. રસુલ સ.અ.વ. અને કોઈ સહાબીએ કોઈને પણ તાવીજ આપી નથી તેઓ ફક્ત કુર્આન પઢી દમ કરતા હતા માટે ઉલ્માની મીટીંગમાં આને બિદઅત કહેવામાં આવ્યું છે. કારણ કે રસુલ સ.અ.વ.નો ફરમાન છે કે ઈત્તકો બિ મવાઝીઈત્તૂહમ અર્થ જે વસ્તુ શંકા ઉપજાવનાર હોય અને કોઈ શંકાનો ખતરો હોય તેનાથી દુર રહો. માટે આ હદિષની અનુસંધાનમાં તાવીજ આપવું લેવું અથવા બીજા કોઈ પણ ઉપયોગમાં લેવું આ દરેક વાતોને ઉલ્માએ નાજાઈઝ ગણાવ્યું છે.

કારણ કે આમાં ગૈરૂલ્લાહથી અથવા શૈતાન ઈબલીસ વિ.થી મદદ લેવાની સંભાવના રહે છે. પરંતુ આ વાત નોંધનીય છે કે દુન્યામાં કોઈ માણસ કોઈ બીજા વ્યક્તિથી મદદ લે તો એમાં ગલત અકિદાઓ પૈદા થવાની કોઈ સંભાવના નથી પણ જો જીન વિગેરેથી ભલે જાએઝ તરીકાથી મદદ લેવામાં આવતી હોય (જેમ દુન્યામાં બીજાથી લેવામાં

આવે છે) તો એમાં ગલત અકિદાઓ ઉભા થવાની પુરેપુરી સંભાવના છે. માટે જ રોકવામાં આવે છે અને આ કિતાબ લખવાનું મુખ્ય હેતુ પણ આજ છે અને જીનોની મોટી જમાઅત મુસ્લીમ છે અને ઘણી મોટી જમાત યહુદી ઈસાઈ અને નસરાની છે.

અને આવા તાવિજોમાં ગૈરૂલ્લાહથી મદદ નિશ્ચિત છે અને અમે નમાઝની દરેક રકતમાં જે ઈય્યાકા નસ્તઈન નો વાઈદો કરીએ છે એના વિરુદ્ધ છે. અર્થજે અમે વારંવાર કહીએ છીએ એ અલ્લાહ અમે ત!રીજ મદદ માંગીએ છીએ એંના બિલ્કુલ વિરુદ્ધ છે કારણ કે આમાં ગેરૂલ્લાહથી મદદ માંગીએ છીએ માટે તાવીજનો કોઈપણ ઉપયોગ કુફ્ર અને શીર્ક સુધી લઈ જાય છે. જેનું ઠેકાણું જહન્નમ છે.

આ પણ યાદ રાખવું જોઈએ અલ્લાહ ગફુર અને રહીમ છે. અલ્લાહની રહમતથી માયુસ અને નાઉમ્મીદ થવું જોઈએ નહીં. જાણે અજાણ્યે ખોટા અકિદાઓ ધારણ કર્યા હોય ગૈરૂલ્લાહથી મદદ માંગી હોય અને મન્નત માંગી હોય તો તરત જ તૌબા કરી લો અને અલ્લાહથી માફી માંગી લો. અલ્લાહ ફરમાવે છે કે લા તકનતુ મીન રહમતીલ્લાહ ઈન્નલ્લાહા ગઝફેરૂઝઝુનુબા જમીઆ ઈન્નહુ હુવલ ગફુરૂર્રહીમ

એક વાકેઓ ટાંકીએ છીએ.

## અલ્લાહ ઘણો જ માફ કરવાવાળો છે

મીશ્કાત શરીફમાં છેકે બની ઈલરાઈલમાં એક માણસ થઈ ગયો જેણે ૯૯ ખુન કર્યા હતા એક દિવસ એને પોતાના આ કૃત્યો પર ઘણો જ અફસોસ થયો કે હવે મારૂં શું થશે? અલ્લાહ મને મઆફ કરશે કે નહીં? આ વાત જાણવા એ એક આબીદ (ઈબાદત ગુજાર) પાસે ગયો તો એણે કહ્યું તારા જેવા નાલાયક ને અલ્લાહ કદી મઆફ નહીં કરે. તે તો ૯૯ ખુન કરી અપરાધની હદ કરી નાખી છે પેલા ખુની માણસને ખુબ જ ગુસ્સો આવ્યો અને આ આબીદને પણ મારી નાંખ્યો અને બીજા માણસોને પુછવા લાગ્યો તો કોઈએ કહ્યું તું ફલાણા ગામમાં જા ત્યાં તને

એક આલીમ પાસેથી આનો સંતોષકારક જવાબ મળી રહેશે. પેલો ખુની એ તરફ નીકળી પડ્યો પરંતુ રસ્તો ખુબ રેતાળ અને પાણી વગરનો હતો. એને ખુબ જ ભુખ અને તરસ લાગી પણ એણે એ તરફ જવાનું ચાલુ જ રાખ્યું અહિંયા સુધી કે એ ભુખ અને તરસથી એટલો હેરાન થયો કે ચાલી પણ શકતો ન હતો છેવટે પડી ગયો અને એ ગામ તરફ ઢસડાવા લાગ્યો અને ઢસડાતા ઢસડાતા એની મોત આવી ગઈ. હવે જન્નત અને જહન્નમના ફરિશ્તાઓ આવ્યાં એક કહે કે જન્નતી છે કેમ કે એણે તોબા કરી લીધી છે જ્યારે બીજા કહેતા કે ના આ ખુની માણસ છે આની આટલા ખુનો પછી તોબા માન્ય ગણાશે નહીં. સવર્ગ ને નર્કના ફરિશ્તાઓ લડવા લાગ્યા છેવટે અલ્લાહ પાસે ગયા અને પૂછ્યુ અલ્લાહે જવાબ આપ્યો કે જમીન માપો

જે તરફ ફાસ્લો ઓછો હોય એના ગામ તરફની તો એમાંથી સમજી લો કે જો એ આલીમનાં ગામ તરફનો તો એને તોબા કરવાવાળો સમજી લો કે જ્યાંની જમીન ઓછી હોય એના ગામ તરફની તો એને જહન્નમમાં લઈ જાઓ અને અગર જે ગામ તરફ નીકળ્યો છે એ તરફ નીહોય તો જન્નતમાં લઈ જાઓ જ્યારે આ જમીન માપવામાં આવી તો જે તરફ નીકળ્યો હતો એ જમીન ઓછી નીકળી અને એને જન્નતમાં લઈ જવામાં આવ્યો. અને અમુક હદિષોથી માલુમ પડે છે કે જ્યારે જમીન માપવાંમાં આવી તો એના ગામ તરફની જમીન ઓછી નીકળી જહન્નમના ફરિશ્તાઓ એને લઈ જવા તૈયાર થયા તો અલ્લાહે કહ્યું ફરીથી માપો જ્યારે માપી તો એના ગામ તરફની જમીન વધારે નીકળી અલ્લાહે પોતાની રહમતથી જે તરફ નીકળ્યો હતો એ તરફ જમીન ઓછી કરી નાખી અને એનો ફાંસ્લો પોતાની રહમતથી ઓછો કરી નાંખ્યો.

ઉપરોક્ત વાકેઆથી માલૂમ પડ્યું કે અલ્લાહ કેટલા ગફુર અને રહીમ છે આટલા ખતરનાક અપરાધીને પણ માફ કરી દીધો. લિહાઝા આપણે પણ એ માણસની જ જેમ પાકી સાચી તોબા કરી લેવી જોઈએ જેથી અલ્લાહ આપણને પણ મઆફ કરી દીએ. (આમીન.)